# મનસુખી નીતી વચન.

ઈયાને

તરેહવાર સીખામણ, તથા નેકી, તથા દાનાઈ, તથા પવીતરાઇ, અને દુરઅ દેશીને લગતા ઘણાજ કીમતી સખુનોનાં સંઘરહનુ પુસતક.

———✻———

(એ મધે ૩૫૭ ફકરા ઘણાજ નાદર અને ઓતમ સખુનોથી ભરેલાછે કે જે સખુનો સઘલા બુજરગ તેમજ જવાંન અને બાલબચાંઓને હરએક વખતે વાંચવા અને પાઠ કરી રાખવાને લાયકનાંછે.)

———◆———

એ મધે હમારા તરફનાં તેમજ જુદા જુદા ગરંથકારોનાં, તથા વીદવાંનોનાં અને દાનાવોનાં મગજનાં ખજાંના મધેનાં ઘણુંજ અમુલીઅ ચુંટી કાહડેલાં ગોહરો સમાવેઆમાં આવેલાં છે.

———•••———

બનાવનાર—"મનસુખ"

તે

ગંજનામું, એહવાલે જંદ અવસતા, પરીનસ આલબરટ, જંમશીદી નઓરૂજ, બેત રીતી, પારસીઓના ધારા વીશે તકરાર, સર જમશેદજી બારોનેટ, કાંઉનટ ગોબીનોએ બનાવેલી ખીલારેકા હરફો વાંચવાની રીતનો તરજુમો, મુનતખબે શાહનામે, શેર ને સતાબાજી, નામસતા-એસને, રાહીન નદીનાં ગીતો, મનશુખી મનાજાત તથા અરજગુજારી, ગુજરાતી શાહનામું, અને મનસુખી નીતી વચન નામના પુશતકો બનાવનાર

**મી૦ મનચેરજી કાવશાજી શાપુરજી.**

———:o:———


**મુંબઈ મધે:**

ધી ડયુક આફ કોનાટ પ્રીનટીંગ પ્રેસ કંપની, લીમીટેડમાં છાપીછે.

સને ૧૮૮૯.

કીંમત રૂ૧॥

# મનસુખી નીતી વચન.

## ભાગ પેહેલો.

૧. સચાઈની ફતેહ તે સઉથી મોહટી ખુબી ભરેલી ફતેહ ગણાયછે. સબબ કે એ ફતેહમાં કંઈબી રીતની ખુનાંમરદી થતી નથી, કે ઘાટકીપણું ગુજરતું નથી. પણ ઓર લોકો જીવતાં રહીને વધારે સારી ખુશી તથા આબાદી ભોગવી સકેછે.

૨. જેમ એક હીરાનો જહલકાત એક જોનાર સખશની આંખને દીપક આપેછે, તેમજ એક માણસની જાતી ખુબીવંતો ગુણ, બીજા સખસોમાં તેનું દીપકવંતો અને દીસતો કરેછે.

૩. એક સખશ કોઇ રીતથી સતાદાર થઈને જયારે ઉંચે દરજજે ચહડેછે.. તયારે કોઇ દીન તેને પાછું નીચું પડવું પડશે એવા વીચારથી જો તે પોતાનો અમલ ચલાવેછે તો, તે કદાચજ પોતાની સતા ખોહવા પાંમેછે.

૪. જેમ એક લડાઇમાં દુશમનનાં છુપાં રાખેલાં હથીયારોથી જેટલી મોટી ખરાબી થાયછે, તેટલી તેનાં જાહેરમાં દીશતાં હથીયારોથી થતી નથી. તેજ. મીશાલે જાહેર દુશમનો કરતાંને, આપણા છુપા દુશમનોથી આપણી ભએયંકાર ખરાબી થાયછે.

૫. માંન અથવા કીરતી ઘણી નાપાએદાર ચીજછે. તે એકસરખી હાલતમાં રહી શકતી નથી, સબબ કે તેનો આધાર લોકોના

વીચાર ઉપર રહેછે. અને લોકોના વીચારની ઇમારતનો પાયો તો સદા ગોયા રેતીની જમીન ઉપર હોય છે, તેથી બદલાઈ જતાં અથવા પડી-ભાગતાં વીલમ લાગતો નથી.

૬. ખાલેશ નેકી સદા એકસરખી હાલતમાં ટકી રેહછે, સબબ કે ખોદાતાલાની ખુદ પોતાની પસંદગીની તે ચીજ છે, કે જે ખોદા જેવો અશલ હતો તેવોજ આજે છે, અને હવે પછેબી હંમેશ તલક તેવોજ રેહશે.

૭. માણસ જાતથી મલતું માન અથવા ઇજત એક હવાઇ ચીજછે, કે જે સેહેજ તોફાંનની લેહકીથી જમીનદોસત થઇ જાયછે. એવી ઇજતનાં ઝાહડનાં મુલીઆં જમીનની સપાતી ઉપર રહેછે. અને આ ફરતો જમાનો તેની હદ હોએછે જે મોહતને લાવેછે અને મોહતની સાથે સઘલું નાબુદ થાયછે.

૮. સઉથી સરસ અને ચોખું લોહડું સઉથી ગરમ ભઠીમાંથી નીકલેછે, અને સઉથી સરસ વીજલીનો જહલકાત સઉથી કાલી તોફાંની હવામાંથી દીસેછે,—તેજ મીશાલે સઉથી ઘણા મોટા ભએ અને ગભ-રાતના વખતમાં સઉથી સરસ ચીજો અને સઉથી ઓતમ મગજો અ-થવા કાબેલ માણુશો જાહેરમાં આવેછે.

૯. જે સખશો આપણા ભરમ છુપો નહી રાખવાની નબલાઇ ધરાવતા હોએછે, તેજ સખશો હમેશાં આપણા ભરમો જાણવાની ખા-હેસ અને ઇનતેજારી રાખેછે. જેમ કે એક ખરચાલુ અને ઉડાઉ સખસ પઇશા સંઘરવાને ઘણો ઇંતેજાર હોએછે.

૧૦. આ દુનીયામાં બેવકુફો ઘણા છે કે જેઓ કસા કામમાં આવી સકતા નથી, તથા લુચ્ચાઓબી એટલા અને એવાછે કે જેઓ સંગાથે કામ પારી સકાતું નથી, તેથી ખરા દાનાવ લોકોને ખુદ પોતાની સમજ અને મનસકતી વાપરીને કામ લેવાની ફરજ પડેછે.

૧૧. એક માણુસ જો જાતે પોતે નબલો અથવા બેવકુફ હોય તોબી જો તે પોતાના કારભારી ડાહયા અને વીશી રાખેછે તો તેનો વહીવત અછી રીતે ચાલી સકેછે.

૧૨. અકસર ઇનસાંનો પોતાની જીંદગી આવતા વખતની ઊરે-હવાર ઉમેદમાં ગુજારી નાખેછે. પણ તેઓએ સમજવું જોઇયે છે કે, હાલનો વખત તે ગોયા આપણો ખુદ પોતાનો વખત છે. ગયલો વખત તે કણુબી પાછો નહી આવનારોછે. અને આવતો વખત તે તો બીલકુલ આપણો વખત છેજ નહી, એટલે કંઇબી વકલીદી ઉમેદો બાંધવી ના રવાછે.

૧૩. જીવતાં જીવત મુએલાંની મીશાલની જીંદગી ગુજારવી ઘટતી નથી, પણ ખરા મરણ પામેલાઓબી તાહરી ભલી વરતણુક.અને ઊદયોગથી જીવતા થાએ તેમ કરવું જોઇએ છે.

૧૪. મુઆ બાપદાદાની કીરતી ઊપર મગરૂર અને ખુશાલ રેહવું તે તો ગોયા કુતરાંની મીસાલનો સવભાવ રાખીને સુકાં હાડકાં ચુસીને સંતોશ પકડવા જેવું છે.

૧૫. જે શેહરમાં ખરા દાનાવો અને દીનદારો કરતાં બેવકુફો અને બદ એકીનવારાઓ ઘણા હોય, તથા જે બાગમાં ફુલો અને

ખુલખુલા કરતાં કાગડાઓ અને ઘુવરો જીયાદા હોએ, તયાં આબાદી અને ખુશાબખતી હોએજ નહી.

૧૬. જો તારામાં અકલ હોય તો ખરી હકીકતને વલગતો અને સોધતો રેહજે, પણ ખાલી બાહેરના દેખાવ ઉપર ભુલાવો ખાતો રખે, સબબ કે બાહેરનો દેખાવ એ કુચ ચીજ નથી.

૧૭. અગર ગેબથી જો તું તાહરી મોરાદ બર આવેલી જોવાને ચાહતો હોયતો, તાહરી જબાંન સચાઇ ભરેલી રાખજે,—તારૂં જીગર પવીતરાઇ ભરેલું રાખજે,—અને તાહરાં કરતુક ભલાઈ ભરેલાં રાખજે.

૧૮. એક જુલમગાર શખસનો જુલમ એવી જાતનો એક આતશ ઊતપંત કરેછે, કે સેવટે તે જુલમગારને ખુદ પોતાનેજ તેમાં બલી મરવું પડેછે.

૧૯. સુખ એ એક સરમાલ અથવા બીહીકનાં મીજાજવાલી દેવીછે: જેમ જેમ તમે તેણીની પુઠે લાગશો તેમ તેમ તે તમારેથી દુર જશે, પણ બસ મુંગા મુંગા તમારી ફરજો અદા કરેઆ જાઓ એટલે તેણીની પોતાની મેલેજ તમારી પાશે આવશે.

૨૦. નીંદાખોર માણસો સુધરેલી મંડલીના હડહડતાં સતરૂઓ છે. માંન, મરતબો અને માણસાઇથી તેઓ ખાલી છે.. યાદ રાખજો, સંભાલજો, કે જે પાપી સખશો બીજાની નીંદા તમારી આગલ કરશે તે તમારી નીંદાબી, બીજા આગલ કરવાને ચુકનાર નથી.

૨૧. "માણસની નેકીઓ આ દરીઆની રેતી ઉપર લખાય છે, પણ તેની બદી અને એબ પથર ઉપર કોટરાઇ રેહ છે."

૨૨. ગરીબ હાલતમાં ગરીબ દેખાવાથી અને માતબર હાલતમાંજ માતબર દેખાવાથી ખરેખરો સંતોષ મલે છે. મોહતાંનો મેહલ જોઇ પોતાનુ જુપડું તોડી પાડવાનો વીચાર કરવો, એ ઘણું સોધવા જતાં અથવા મેલવવા જતાં થોડુંબી ખોહી દેવા સરખું છે.

૨૩. જાતે ખરા અગણેઆન હોયા છતાં પંડીતપણાનું ડોલ ધાલવું, એ હીનપસતી અને નામોસીને ઇજન કરવા બરાબર છે.

૨૪. કપતી સતરૂની નીંદાની કંઇજ પરવા કરતો નાં. તાહરે રસતે સીધો ચાલજે અને એવી નાલેશીઓને અંધકારમાં દુબતી છોડજે. એવા નીચ પુરૂશોના બોલવાનો જવાબ આપવો, એ ગોએઆ તેઓને ઉતેજણ આપવા જેવું છે. નીંદાખોરો તાહરે વીશે જે બોલતા હોય તે જો ખરૂંજ હોય તો તારી ભુલ જરૂર સુધારજે, પણ જો જુઠુંજ હોય તો એક ઘેલાં કુતરાંના ભોંસવા જેટલુંબી વજન તેને આપતો નાં.

૨૫. તાહરા ઠેડાવમાં મકમ રેહે. મનની મજબુતાઇ વીનાં કાબેલ પુરૂશોબી ફાવતા નથી એ ખરી વાત છે. જહદ, શકતી, કાબેલીઅત અને ઠેડાવની મજબુતાઇ જે સખશમાં હોય તે હમેશા ફાવતો અને જસ મેલવતો રેહે છે. ઠેડાવ કરે તે અગાઉ પુખત દરીઆફત કરજે, પણ એક વખત તે કીધો કે મકમપણાને અમલમાં લાવજે.

૨૬. તાહરાં ઘરમાં અને કુટુંબમાં સુખી રહયો તો, તું બધેજ સુખી રેહશે એમ ખચીત માંનજે. પારકાઓનીફુલવણી ઉપર પકો વીચાર કરી અમલ કરજે. માતીબઇએર, અથવા કુટુંબ કબીલામાં મીનાકેસો થાય એવું જે બોલે, તે ખરો દોસત હોયજ નહી. ખરાબી કરનારો

કજીઓ કંકાસ થાય અને વધે, એવું સાચું બોલવા કરતાં સલાહ સંપજ જલવાએ એવું જુઠું બોલવુંબી ઘણીક વખત વાજબી ગણાય છે.

૨૭. એક માણુસના બોલવા ઉપરથી તેનો ખવાશ, તેની તાખમ, તેની કેલવણી, અને તેની નીતીનુ ટોલ થાય છે. માણુસનો ખરેખરો સવભાવ બે વખતે બરાબર જણાય છે. એક કજીઓ કરતી વખતે, અને બીજે દારૂની મસતીમાં.

૨૮. દાહપણુવાલો થવું હોય તો એક આંધલા માણુસનો ઢડો લેજે. તે જેમ પોતાની આગલની જમીન પોતાના હાથમાંની લાકડીએ કરી તપાશેઆ વીના કદીબી આગલ પગલું ભરતો નથી. તેજ મીશાલે તાહરેબી આગલો વીચાર કરીને દરએક કામ ધીરજ અને ચોકસાઈથી બજાવવું જોઈએ છે.

૨૯. ધીકારવું શાને, તે સઉ જાણે છે, પણ ચાહવું કેણી ચીજને તે કોઈ સમજી શકતું નથી. ખરા દાનાવ લોકો મોહબતમાં ફશેઆની આગમચ ઘણી પરકારની દુરઅંદેશી વાપરવાને અગતનું વીચારે છે.

૩૦. ઉદીઓગ એ ચાલાકીનુ મુલ છે. જેમ જેમ વધારે ઉદીઓગ કરશો તેમ તેમ વધારે કરવા ગમશે. દરરોજના કામમાં આવતાં હથીઆર ઉપર કદીબી કાત ચહડતો નથી.

૩૧. એક ખુબસુરત ઓરત તો માતર આપણી આંખને ખુશી કરે છે, પણ એક પતીવરતા ઓરત તો હઇડાંને ખુશી રાખે છે. ખુબસુરત બાયડી એક જહવેર છે, પણ એક ભલી બાયડી તો મોંટો ખજાનો છે.

૩૨. ચીનાઓ કહે છે કે, ઓરતમાં ચાર ચીજો હોવી જોઇએ,–હઇડાંમાં નીતી,–ભવાં ઉપર સભીઅતા,–હોઠોમાં મીઠાશ,–અને હાતોમાં ઊદીઓગ.

૩૩. મોહટાં મનનાં પુરૂશોમાં, મુશકેલીને વખતે ધીરજ હોય છે, તવંગરીમાં મધીઅમપણું હોય છે, લડાઇમાં હીંમત, સવભાવમાં મીઠાસ, બોલવામાં ફસાહત, માન મેલવવામાં સારી તદબીર અને અભેઆસ કરવામાં ઉદીઓગ હોય છે. એ ગુણો ખરા કુદરતી છે.

૩૪. એક ખરા દોસતને ખોહવો, એ શરીરના એક સાંધાને ખોહવા બરાબર છે. વખત જેમ વેહ તેમ કજીઆનો ઘા રૂઝ વળે છે. પણ કપાઇને છુટો થાએલો સાંધો પાછો અસલ મુજબ વલગતો નથી

૩૫. હમેશાં ખુશ રેહવાની તજવીજ કરજે. ઘરમાં કે બાહેર, કુટુંબીઓમાં કે મીતરોમાં, કોઇનેબી રમુજ આપવાની તજવીજ કરજે. બરીયેલ અને કજીયાખોર માણસ સદાનો દુખી હોયછે. તેના બેસીઓ તેને અકારો કરેછે, તેના દોશતો તેને તજે છે, અને મંડલીઓમાં તે ધીકારવામાં આવે છે.

૩૬. વાજબી રીતે ચાલીને કોઇનોબી ડર રાખતા રખે, તાહરાં કામોની, તાહરા વીચારોની સઘલી વલાણ તાહરા ખોદાને ચાહવા તરફ તથા તાહરા દેશનુ ભલું કરવા તરફ અને સચાઇ ઊપર મજબુત રહેવા તરફ રાખતો રેહજે.

૩૭. માણસની હાલત દુખીજ હોયછે. આજે તે આશાના કોમલ પાતરાંઓ ઉગાડે છે. બીજે દાહાડે તેની ઊપર કલીઓ આવે છે;

પણ ત્રીજે દહાડે જયારે તે કલીઓના ખીલવાની તે પુર ઊમેદમાં હોય છે તયારે એકાએક કાલુ ધુમસ વરસે છે, અને તેની આશાની ખીલતી કલીઓમાંથી ફુટી નીકલનારાં ફલો બાલી ભશમ કરી નાખેછે.

૩૮. થયલાં નુકશાનનો કીનો લેવામાં જોશ અને જહનુન મેલવતો ના. પણ તેને માફ કરવામાં મોટૂ દીલ દેખાડીને મોટાઇ મેલવજે. પાપી માણુશના અંતકરણનો ડંખજ તેને પુરતી શીક્ષા કરેછે.

૩૯. શબદોથી થયલા જખમો, ઘણી વેલા તલવારના જખમોથી વધારે સખત અને કારી હોયછે, માટે ગેરવાજબી રીત સખુનો બોલી કોઇનુંબી દીલ નહી દુખવવાની સંભાલ રાખજે.

૪૦. એ ભાઇ તું તીરા પઇશા ખુદ પોતાનાં તન અને મનને સુખી અને આનંદ ભરેલાં રાખવા સારૂ ખરચતો રહેજે. પણ ખરો એલમ હુનર, તથા ખરી દાનાઇ, તથા ખરાં ધરમનાં કામ અને દીનઆઇનનું એકીન મેલવંવા અને સાચવી રાખવા સારૂ, તું તારૂં પોતાનું તન, અને પોતાનું ધન, એ બેઉ ચીજો તું ફીદા કરતો રહેશે તો તે ઘણુંજ વાજબી અને બરહક ગણાશે.

૪૧. આએ જેહાંનની જુઠી લાલચ અને ખાલી ફીશીયારોને ખાતર, પેલી જેહાંનની ખરી ફરજો વીશરી જવી જોઈતી નથીં. પઇશાના અથવા દોલતનાં તકલીદી જોરથી, આએ ફાંની જેહાંનની નીચ મોજ મજાહો અને પાપી મતલબો ખરીદ કરવાને મશગુલ રેહવું, તે ગોયા પેલી સદાકાલની જગતનું ખરૂં પાયદારી ભરેલું સુખ વેચી નાખવા બરોબર છે.

૪૨. જે દોલતવંન સખસો, પોતાનાં ફરજંદો કાજે પરેહજગાર ઊસતાદો, તથા નીતીમાન કેતાબો અને બીજી અગતની ચીજો મેલવી શકે તેવી હાલતનાં હોય, તે છતાં, જો તેઓ પોતાના ફરજંદોને, દીનઆઇનિનો એલમ નહી શીખવે તો, ગોયા તેવા જરદાર સખશો મધેનો હરએક શખસ, એક હજાર ખરા વીદવાંનોને તેઓની આંખો ફોડીને અપંગ કીધા બરાબરનો ગુનાહ કરનારા ગણાયછે. તથા એક હજાર ભલા અને કાબેલ લખનારાઓનાં હાથો લુલા કીધા બરાબરનો, અથવા નેક વાતો સાંભલવાનો સોક રાખનારા એક હજાર સખશોનાં કાનોમાં ખીલા ઠોકવા બરાબરનો ગુનાહ કરનાર તરીકે ગણાયછે.

૪૩. તકલીદી કેલવણી અથવા તકલીદી અને ડામાડોલ ઇમાનનું માણસ તે ગોયા તોફાંનનાં પવનની એક લેહકીછે, અથવા તોફાંની દરીયા મધેની વગર સર અને સુકાંનની એક કીશતી છે, જે હરએક તરફ ઢલી જતાં, તથા હરએક વંમલ અને ખરાબા તરફ ધસડાઈ જતાં અટકી કે બંચી શકતી નથી.

૪૪. બાપદાદાએ મેલવેલી કીરતી ઉપર નચીંત રેહવાના અથવા તકોબરી બતાવવાનાં ફાંફાં મારવાં, એ એક જાતનુ હરામ ખાંનુ ખાઇને સંતોશ બતાવવા જેવુંછે, અથવા મુરદાલ કુતરાંની મીશાલે સુકાં હાડકાં ચુંશીને રાજી રેહવા સરખું છે. ખરેખરૂં માંન તો ખુદ પોતાની અકલ, હોશીયારી, જહડફ, અને ઉદયોગથી કીરતીને લાયક થવામાં છે.

૪૫. પાપી અને અદેખાઈ ભરેલાં હઇડાંનો દંખ એક ભીતરના દરદ સરખો છે. કંઇભી ઉપાય વગરનો તે એક રોગ છે. તે માણસના

શરીરને નબલું કરેછે, તેના મનને બેભાંન અને જેહરી કરેછે અને તેની જીંદગી ફજેતી અને ધીકાર ભરેલી કરેછે.

૪૬. નાટકશાલા અને તમાશાઓમાં રમુજ મલશે, પણ સુખ અને સંતોશ માતર ઘરમાંજ મલેછે. આ આખા દહાડાની ઠાક પછી, તથા તહરેવાર જેહમતોમાંથી પરવારયા પછી, પોતાના ઘરના છાંયડા હેઠલ આરામ લેવો, તથા નીરદોશ બાલકોની વાતો અને રમતોમાં ભાગ લેવો એ એક જાતનો મોટો સંતોશ અને આનંદ ઉપજાવે છે.

૪૭. એક માણુસને પોતાની જીંદગીમાં કેવી અજબ લડાઈઓ લડવી પડે છે! લોભ, ફીકર, ગરીબાઈ, મગરૂરી, લાલચ, અને હવસ, એવા જુદા જુદા સતરૂઓ સાંમને ઘણી વાર એખલે હાથે લડવું પડે છે. ઈંતેજારી અને ઉમેદ પોતાના જહલકતા દેખાવોથી તેને કેવો લલચાવે છે, અને અંતે નીરાશીના ઊંડા ગારમાં તેને કેવો ડુબાડે છે. એ છુપી લડાઈઓ લડતાં જે જખમો તેને ખમવા પડેછે, તે જખમો માણુસ તો નહીં પણ વખતજ માતર રૂજવી શકે છે. એવા મોહભારત શતરૂઓના સામટા હોમલાઓથી, ઘણાઓ હારી ખાય છે, અને ઘણુંાજ થોડાઓ મકમ હઈડાં સાથે તહરેવાર સંકતોને હરાવીને ખરી કીરતીની નોબતે પુગવાને ભાયગશાલી થાય છે.

૪૮. એક સખસની અકલનું અથવા તેના શોખનુ અને તેની ચાલચલણનુ જો ટોલ કરવું હોય તો તે શું ચીજની તારીફ અને વખાણ કરેછે. તે જોઇ કરજે.

૪૯. ખેડવા વગરની જમીન ગમે એવી રશાલ હોયા છતાં, ઉજડ તથા નકામી અને વેરાન રેહ છે. તેમજ, માણુસનું મગજ ગમે

એવું ચંચલ હોયા છતાં કેલવણી વગર નકામુ અને નીરઉપીઓગી રેહ છે.

૫૦. દુનીઆમાં ઘણુા સખસો એવા મલશે કે જેઓ ગરીબ હાલતમાં હોયા છતાં, ખુશી, સુખી અને સંતોશી દીશે છે. પણ વલી એવાબી ઘણુા મલશે કે જેઓ ધનના ઢગલામાં હોયા છતાં, ખરા કંગાલ તથા દુખી અને દરદી તરીકે પોતાના દીવસો કાહડે છે.

૫૧. જગતમાં ઘણીએક ચીજો રમુજ આપે એવી હોય છે ખરી, પણ નાહનાં બાલકોનો દીલપસંદ દેખાવ, તેઓનો શીરીન સરોદ અને તેઓની નીરદોશ રમતો જેવી આંખને ખુશ કરે છે, અને જેવી હઇઆંને ગમત આપેછે, તેવી કોઇ ચીજ, આપતી નથી.

૫૨. "એક તનદરોસતી હજાર નેઆમત" એ આપણામાં સાધારણ કેહવત છે. તનદરોસતીની કીમત જયારે તે નબલી પડે છે તયારેજ જણાય છે. તનદરોસતી જયારે દુર જાય છે, તયારે પોતા સાથે ઠંડા સવભાવનેબી લેતી જાય છે. તનદરોસતી વગરનો માણુસ કડવા અને ખાતા સવભાવનો થાય છે, અને તયાર પછી તે તેનાં લગતાં વલગતાઓ ઉપર એક બોજો થઇ પડે છે.

૫૩. આલસાઇ એક સમુદર છે, કે જે સઘલી ખુબીઓ અને નીતીઓને ડુબાડી દેછે, અથવા તો ખુદ માણુસે પોતેજ ખોડેલી તે એક ઘોર છે, જેમાં ત પોતે જીવતાં જીવત પોતાની ખુબી અને જીંદગીને બોમીડા કરે છે, અથવા ડાટી મેલે છે.

૫૪. એક આકરા સવભાવનું માણુસ જયારે કંઇ અગતનાં અને ધભરાટ ભરેલાં કામમાં હોય તયારે તેને નકામો છેડવો, તે ગોયા એક કરડું "બુલ ડોગને" અથવા કરક મીજાજનાં કુતરાંને છેડવા બરોબરછે.

૫૫. બે ઊંઠો મરાતાં હોય તેઓ વચે જો એક ગધેડો આવેછે તો બેઉ તરફવાલાઓની લાત ખાઇને કચડાઈ જાયછે. તેમજ જયારે બે હરીફો મરાતા હોય અથવા બોલચાલ કરતા હોય તેમાં કોઈ ત્રીજો પુરૂષ બેવકુફાઇ ભરેલી રીત મુંડી ઘાલેછે તો તે સઘલી બલાનુ વાદલ તેના સર ઉપર ઉતરે છે.

૫૬. જો કોઇ મોટાં કુટુંબવાલા સખસની ખાહેશ, સહુલા સંપજ ભરેલી રીતે રહેવાની હોય સો, ઘણી વખત તેને છતી આંખે આંધલો થઇ ને, તથા છતે કાંને બેહરો થઇને, અને છતી જીભે મુંગો થઈને ચાલવાની ફરજ પડે છે.

૫૭. જેમ જેહરી વીછુની પીઠ ઉપર દયા ભરેલો હાથ પસવારયાના બદલામાં જેહરી દંખ સીવાય બીજું કશું મલી શકતું નથી, તેજ મીશાલે બુરી આદતનાં અને બેખુનીયાદ માણુસ સાથે ભલાઇ કરયાના બદલામાં અપજસ તથા હેરાંનગતી અને ફજેતી સીવાય બીજું કંઇબી હાંસલ થઇ શકતું નથી.

૫૮. જેમ તેજી અને રોશનીદાર આતશની અંદર, અથવા આતશની સંગતમાં, કાલા રંગનો કોલસો પડયાથી તે કોલસોબી નુંરાની અને જહલકાટ ભરેલો થાયછે, તેજ મીશાલે એક ભલા અને ખરી ખુબીવંતા ગરહસથની સંગતમાં એક ખરાબ આબરૂનુ માણુશબી, સારા

ગુણો અખતયાર કરીને સુધરી જાયછે. નીરમલ અતરની કોઠી આગલ બેઠાથી સુગંધી અતરનોજ વાસ આપણાં દેમાગમાં તથા આપણા કપડાંમાં પેવસ થાયછે. પણ નરકની ટોપલી આગલ બેઠાથી દુરગંધી અને પીડાકારીજ બદનમાં તેમજ દેમાગમાં પેવસ થાય છે.

૫૯. આએ દુનીયામાં સઉથી વાહલી ચીજ તે આપણી માતાછે. આપણા સુખ સારૂ, તે કીરતારે બક્ષેલી સરવે ચીજોમાં, માવતરની બક્ષેશ સરવેથી ઉમદા છે. હેતવંતી માયના ખરાં જીગરનાં હેત આગલ, સંખયાબંધ દોસતો, અને સગાંવહાલાંઓનું હેત કુચ બીસાદનુ નથી. આએ જગતમાં ખરો સુખી અને ભાયગશાલી તો, તેજ શખસ કે જેને માંથે એક પયારી માયનું છતર હોય.

૬૦. વખતનો જહરો કેહવો અનદીઠ અને અચપુચ વેહ છે. બચંગીમાંથી માણુસાઈના, માણુસાઇમાંથી બુધાપાના, અને બુધાપામાંથી મોહતના ફેરફારો તે કેવો અજબ રીતે લાવેછે. પયારની જગાએ ધીકાર, અને દોસતીને બદલે દુસમનાઈ પેદા કરવાની તેનામાં કેવી અજબ સકતીછે, અને આલસાઇમાં, તથા એશઆરામમાં અને મોજમહજામાં વરસો, દાએકાઓ, અને સદીઓ કેવી જહપાટામાં નીકલી જાયછે,

૬૧. ખરો વીદવાન પુરૂશ હમેશાં નીતીવાંન હોતો નથી. વીદીઆની અને નીતીની કેલવણી જુદીજ તહરાંની હોયછે. પણ જો વીદયા સાથે નીતી હોય તોજ તે માન લાએક ગણાયછે,—તોજ તે વીદવાંન પોતાના અને બીજાનાં સુખનો વધારો કરી શકેછે,—અને તયારેજ બીજાઓથી તેને સુભ પગલે ચાલવાને ઇછેછે.

૬૨. કુંજરા સવભાવનો માણસ ખુદ પોતાના ઘરમાં, તેમજ મીજલસમાં અને મંડલીઓમાં અનગમતો અને અકારો થઇ પડેછે. કોઇને તે ગમતો નથી, અને તેને કાંઈ ગમતું નથી, અને જયાંબી તે હોયછે તયાં તેના દોસતો અને સગાઓ ઉપર તે એક બોજો થઇ પડેછે.

૬૩. ગરીબાઇ અને તવંગરીમાં ઘણો તફાવત હોતો નથી, ગરીઓ કંઇ હમેશનાં દુખી હોતા નથી. અને પઈશાવાલાઓ કંઇ હમેશ સુખી હોતા નથી. ભુખને લીધે, એક ગરીબને પોતાનું સાદું ભોજન એક તવંગરના સવાદીશત અને તહરેવાર પકવાનોનાં જેવુજ મન ગમતું લાગેછે, તથા છતર પલંગ ઉપર પોઢનારા એક દુખી તવંગર કરતાંને, જમીન ઉપર સુનારો એક સુખી ગરીબ વધારે આરામથી ઊંઘેછે.

૬૪. બચાંઓ જેમ અંધારાંથી બીહેછે, તેમ ઉમરે પોંહચેલાં માણસો મોહતથી બીહેછે. અને જેમ અંધારામાં થતા ભયંકાર બનાવોની વાતો સાંભલી બાલકો ધ્રુજેછે તેમજ મરતીવખતની તાનતોર તથા દચકાંથી અને સગાં વહાલાંઓની રડાકુતથી, મોહત આપણને વધારે ભયંકાર લાગેછે. પણ એક ખરો કીનાખોર માણસ મોહત ઉપર હમેશ ફતેહ મેલવેછે પયારમાં પડેલો એક આશક મોહતને એક નજીવી ચીજ ગણીને તુછકારેછે, બેહોરમત થયલો સખસ મોહતનેજ માંગેછે, અને ગમ તથા દલગીરીમાં ગરકાવ થયલો શખસ મોહતનેજ સોધીને તેને વલગી પડવાને ચાહેછે.

૬૫. તવંગરો કરકસરીયા હોયછે, તયારે અકસર ગરીબો ઉડાઉ હોયછે. એ હકીકત કેવી અજબ જેવીછે તોબી તે ખરીછે. પઇસાવાલાઓ જે એક કલાકમા મેલવી શકે, તે મેલવેલું મહીને દહાડેબી ખરચે

વાને અચકાયછે. પણ ઘણાએક ગરીબ શખસો, જેટલું મહીને દહાડે કમાય નહી, તેટલું એક દહાડામાં ખરચેછે. કરકસર અને લખલુતપણુ એ બે ગુણો અજબ સરખી રીતે ગોઠવાયલા જણાયછે. કારણ કે મોહતની અણી ઉપર આવેલા ઘરડાઓ, જાણે કેટલુંક સુધી જીવવાના હોય તેમ કરકસરયા થાય છે. તયારે જુવાન શખસો જાણે જલદીથી મરીજ જવાના હોય તેમ લખલુત ખરચ કરેછે.

૬૬. રાજા અને રાણીઓનાં ભેજાંમાં હમેશાં મગરૂરીનો પવન ભરાએલો હોયછે. ખુશામતીઆ દરબારીઓની ખોટી ખુશામતથી ફુલી જઇ, તેઓ લોકોથી માન અકરાંમ મેલવવાને હરેલમાં આવેછે, પણ સાચા મીતરોની સાચી શીખામણ તેઓ સાંભલતાં નથી, અને તેઓ ખુદ પોતાને ખુદાઈ અવતારવાલાં ઇનસાંનો તરીકે ગણીને જુલમાત ભરેલી તથા આપખુદ સતા ચલાવી, રઇયતના અનગમતા થઇ, પસેમાંની અને બેહોરમતીમાં પોતાની જીંદગી આખર કરેછે.

૬૭. ખરી બંદગી આપણને ગુનાહ કરતાં અટકાવેછે. અને ગુનાહ આપણને બંદગી કરતાં બંધ પાડેછે.

૬૮. એકાંતમાં રહેલો વીદવાન પુરૂશ એક ખાલી ઓરડામાં મુકેલી બરતી મીનબતી સરખોછે, કે જે મીનબતી ખુદ પોતાનેજ રોશની આપી, અને બીજા કોઇને ફાયદો કરવા વીનાં બલીને ભશમ થાયછે.

૬૯. ખરોજ ભલો માણસ તે કે જે કદાચ પોતે ઠગાએ, પણ બીજાને ઠગે નહી,—જે પોતે કદાચ કંઈ ખોહે,—પણ બીજાનું કંઇ ખાઈ નહી જાય.

૭૦. આબરૂદાર હોવું,—અને એક આબરૂદાર માણુસ તરીકે રેહવું,—એ બે હાલતમાં ઘણો મોટો તફાવત હોય છે. આબરૂદાર તરીકે સઘલા રહી શકે છે, પણ સઘલાજ કંઈ ખરા આબરૂદાર હોતા નથી.

૭૧. સાચો માણુસ તેને ગણજે કે તુને ખુદ તાહરાં મોહડાં ઉપર કેહકે તે તાહરો દુશમન છે.

૭૨. આપણા કીમતી વખતનાં ચોરો કોણ છે? ખુદ આપણા દોશતો છે. જગતમાં એવા ઘણા સખશો છે કે જેઓને દુશમનો કરતાં, દોશતોએ વધારે નુકશાન કીધું હોય છે.

૭૩. જે બાએડી પોતાના બદનના સંગાર તરફ વધારે જોય છે તે પોતાના ઘરના કારભાર તરફ થોડુંજ જોય છે. ધુમારો, વરસાદ, અને બડબડતી બાયડી કોઈબી ધણીને ઘરમાં સુખેથી ટકવા દીએ નહી,

૭૪. જે બીજ દેશના કાએદાથી અટકી નહી શકે, તે જગની લેઆનતથી અટકી શકે છે. તેમજ જાહેરમાં મુકેલી ટોપોના મારાથી, જે ગામ જીહીતી નહી સકાએ, તે ગામ છુપી મુકેલી જમીનની અંદરની સુરંગથી જીહીતી શકાય છે.

૭૫. દોલત તે એક ખાતર જેવી ચીજ છે, જે ઢગ મારી રાખી મુકે તો તે ગંધાઈને ગોયા કંઇક પરકારની ખરાબી કરેછે. પણ જો ચોતરફ તેને વીખરી નાંખે તો, જમીનને ફુલ અને ફુલવંતી કરેછે. દોલતે ઘણા જણને લોભી કીધાછે, લોભે લોકોને પછસાવારા કીધા હોય તે કરતાંને તેણે કંગાલ ઘણા જણને કરયા છે. અનદીઠ જાતની પાંખો

દોલતને હોયછે, જેથી તે અચણુચી ઉડી જાયછે. ડાહપણવાલા સખ-સોની, દોલત ચાકરી કરેછે, પણ મુરખ માણસો ઉપર તે પોતે સાહેબી કરેછે.

૭૬. હુલરાઇ કરવી એ કાંઈ બાહાદુરીનું કામ ગણાઈ સકાએ નહી. હુલરાઇ ભરેલી તકોબરી એ એક જાતનો દાદર છે કે જે દાદર તે ઉપર ચહડનારનીજ ગરદન અને પગો ભાંજે છે.

૭૭. પારકાઓની મશકેરી કરે તે અગાઉ તાહરી પોતાની હાલ-તની સંભાલ રાખજે. પોતાની આંગલી ખરદેલી રાખી બીજાઓનાં ડાહગ નાં દેખાડતો.

૭૮. કાબેલીઅત અને ચતુરાઇની જમીન ખેડવામાં અને આબાદ કરવામાં, કલમ, એક હોડના હથીઆર તરીકે, અને સાહી પાણી તરીકે કામે લાગે છે.

૭૯. જેમ પાણીમાંનો પથરો બાહેરથી ભીંજાએ, પણ અંદરથી પીગલે નહી, તેમ મુરખને કરેલી શીખામણ તે કાનથી સાંભલે, પણ સારી સમજથી તેની કદરને બુજે નહી.

૮૦. ખોદાએ આપણું સર શોભઈતું કરવા સારૂ બાલો આપ-યાછે,–દુનીયાનો વહીવત જોવા આંખો આપીછે,–ઇશવરી વચણો સાં-ભલવાને કાનો આપેયા છે,–મુખડો શોભાવા નાખ આપયું છે,–પર-દેશ જવા પગો આપયાછે,–દાન ધરમ કરવા હાથો આપયાછે. એ સઘલો સંગાર આપયોછે ખરો, પણ આપણી આંટ અથવા માન હોર-મત ખોહવાને પેટ આપયું છે.

૮૧. પઇસા એ એક ગલછે કે જેથી માણુસો મોહડાંથી પકડાઇ જાએછે. પઇસા એ એક જાતનો હુનરછે, જે લોકોને ધુંધારી ફુકતાં શીખવેછે. આ દુનીઆંના કારોબારનો ખોદા તે પઈસો છે. લડાઈ અને એશકને ઉતેજન આપનારી ચીજ તે પઇસોછે. પઇસાથી જેટલા ખરેખરા મુદઇઓ ઉભા થાયછે-તેટલા ખરેખરા દોશતો મલી આવતા નથી.

૮૨. એક ઇનસાંનની દોલત ગમે એટલીબી મોહટી હોય, તોબી તે થોડી ગણેછે,-અને તેનું ડાહપણ ગમે એટલુંબી થોડું હોય, તોબી તે પુશકલ સમજેછે.

૮૩. કડકના કુતરાઓ જયારે રસતામાં કોઇ બીજાઓને જોતા નથી,-અથવા તેઓને કોઇ બીજાં મલતાં નથી, તયારે ખુદ પોતપોતાને કરડેછે.

૮૪. આબાદીની વખતે કેલવણી એક સંગારછે. બદબખતીની વખતે કેલવણી એક પનાહ છે, અને ઘડપણની વખતે પોશન કરનારો ખોરાકછે. કેલવણી તે મજબની આંખછે;-તે ગરીબોનાં હાથમાં એક જાતનું રૂપુંછે. પઇસાવાલાઓના હાથમાં શુનુ છે,-અને સાહજાદાઓને હાથ ગોયા જહવેરછે. જુવાનીમાં કેલવણી તે ઘડપણમાં દાનાઇ થાયછે.

૮૫. છ ચીજોથી એ ભાઇ તું પોતાને હરદમ દુર રાખજે: પેહલું,-મોહટા માણુસોના ગુસાથી. બીજું,-પરજાના લોકની ખફગી અને હુલડથી. ત્રીજું,-ખરાબ આબરૂના શખસની સંગતથી. ચોથું-

ત્રણ વાર પરણેલી અસતરીથી. પાચમું,–સુરાખ અથવા દરમાંથી બાહેર નીકલતા પવનથી. અને છઠું,–નર્વાજ સહલા કીધેલા મુદઈથી.

૮૬. બેવકુફોને કાંઇબી રીતની છુટ આપતો ના, નહીતો કે તેઓની આડી ચાલથી તુને પશેમાન થવું પડશે. ધઘેડા સાથે મસકેરી કરતાં લાતનો અથવા પુછડીનો ઝપાતો મોહડાંમાં વાગે તેમાં નવાઇ નહી.

૮૭. એક દાહપા સખશની સંગતમાં બંદીખાનું ભોગવવું તે મુરખની સંગતમાં બેહશતમાં બેસવા કરતાં સરશ છે.

૮૮. જો સારો ચાકર જોઇતો હોય તો, હરગેજ થઇને તાહરા દોસત અથવા સગાને રાખતો ના.

૮૯. ઊંચી પદવીના માણસો કેટલું બધું ખમેછે, ઊંચી જગાઓને શારૂ ઊંડાં ખાડાઓબી પાસેજ હોયછે. ઊંચી જગાઓ કદીબી તોફાન વગરની હોતી નથી. ઊંચી ઈમારતોના પાયા છાલકા હોય છે. તોફાની પવન ઊંચી ટેકડીઓ શાથેજ સદા અડડેછે.

૯૦. જે ઘણી પઇશો ખોહેછે, તે ખરેખર ઘણું ખોહે;–જે દોસતને ખોડેછે, તે તેથી વધારે ખોહેછે, પણ જે હીંમત ખોહે છે, તે સઊ ચીજ ખોહી બેઠો એવું સમજવું જોઇએ છે.

૯૧. ઘણી દોલત ધરાવનારો કોઇ શખસ, જો દલીદર અવસઠામાં રેહતો હોયતો, તે એક ઘધેડા સરખો છે, કે જે પોતાની પીઠ ઉપર ધનનો ઢગલો રાખયા છતાં, ઊકરડા ઉપરનો કાંટો કચરો ખાય

૯૨. બાજે વખતે બે દુશમનો એક બીજા સાથે દોસતીનું દોલ બાલી વાત અને વીચારો કરતા દેખાયછે, પણ તેઓની તે દોસતી તું ખરી નો જાણતો, સબબ કે તેઓનાં જીગર વચ્ચે જુદાઈના મોટા ગાંઠો હોય છે.

૯૩. એક દાનાવ કહી ગયો છે કે જેમ લુહાડની સંગતમાં તેની ધમન આગલ બેહાથી આતશની ચીંગારીઓજ મલશે, અને કોહેલી તથા ગંધાતી માછલી વેચનાર આગલ બેહાથી તું પોતેબી ગંધાતો અને રોગીસત થશે, વાસતે હરએક બાબદસર સંગત બહુ તપાશ રાખી કરજે.

૯૪. જેમ મોટું અને ભયંકાર તોફાંનનુ જોર સેહજ વરસાદનાં આવયાથી નરમ પડી જાએ છે, તેજ મીશાલે શેહેજ મીઠો સવભાવ અને નરમાસ ભરેલા શબદો વાપરેઆથી ગુસાનાં આતશની ગરમી તદન થંડી પડી જાએ છે.

૯૫. તાતા મીજાજનાં માણસો આગલ ગુસાનો દમ કાહાડવો, તે ગોઆ જેહરી ભંમરાઓનાં માલામાં પથરો મારીને રમત કરવાની બેવકુફાઈ કરવા જેવું છે.

૯૬. સઉથી સરસ સરદાર અને સઉથી મોટો પેહેલવાંન તે શાખસ કે જે પોતાનાં ગુસા અને પોતાનાં દીલનાં બુરા હવસો ઉપર હોકમ ચલાવી શકે અને તેઓને દાબેલા રાખે.

૯૭. ખરા મુરખ અને અગનેઆંની માણસો પોતાનાં હઇઆં ગોઆ પોતાની જીભ આગલ રાખે છે, પણ ખરા દાનાવો પોતાની

જીભ પોતાનાં હઈઆં આગલ દાબેલી રાખીને, હરેક પાંતીનો ભરમ સાચવી રાખે છે તથા ઘટતા અને અંદાજાસરનાંજ સખુનો બોલે છે.

૯૮. સારા ખોરાકથી માણસનુ બદન તનદરોસતી સાથે નીભી શકે છે. પણ માણસનાં પરાંણને ખુબી તથા તનદરસતી સાથ નીભાવવા સારૂ સંતોશ અને સવાબનીજ જરૂર છે.

૯૯. હરએક ચીજનું અતેરૂં કરવું ઈઆને ખરી હદથી જીઆદા કરવું, તેથી ગુલકંદ જેવી ગુનગારી અને શરબત જેવી લેહજતદાર ચીજબી ગોઆ કાતેલ જેહર થાએ છે.

૧૦૦. જેમ પટાલમાંથી વેહેતો નીરમલ જહરો સેવટે પટાલમાંજ પાછો જઈને ઠર પાંમેછે, તેજ મીશાલે એક જાતની ખરી નેકીની અસર શેવટે તે નેકી કરનારનેજ સુખ અને સોભા બખશેછે.

૧૦૧. જે વસતરથી તમે કોઈ ખરા નાચાર બેચાર અને નાગા શખસનુ બદન ઢાંકશો તે વસતર ખુદ તમારા પોતાના બદન ઉપરનાં વસતર કરતાંને ઘણા વધારે લાંબા જમાનાં તલક નીભશે.

૧૦૨. એક કનજુસ શખસ તે ગોએઆ એક જુનો બામણુ છે, જે બાહેરથી તદનજ શખત રેહે છે અને બાતેનથી તદનજ પોકલ છે.

૧૦૩. બેહશતના દરવાજા ઉપરનું તાલું તે એક દોલતમંદની બખીલાઈછે, અને દયા તથા નેકબખતીનાં મેહલને ખોલો મુકવાની ખરી કુંચી તે એક ખરા સખી ગરહસથનો હાથછે.

૧૦૪. એક બદઅખત બખીલની દોલત તે ગોયા વરસાદની રૂતુનું પણ વગર પાણી વાલું આકાશી વાદલું છે.

૧૦૫. જે પઇસો આપણી પાસે ખુબી ભરેલી રીતે રહી નહી શકે, તે ખરચવામાં અને આપવામાંજ ખરા ભલાઇછે. અને જે ચીજ આપણી સંગતમાં જાવેદાંન તલક નીભી શકે તેવી હોય, તેજ ચીજ ખરીદ કરી રાખવામાં સોભા અને શયાનપટ છે.

૧૦૬. આએ જહાંન મધેની ચીજો આપી દેતાં જો પેલી જેહાંનની ચીજો ખરીદ થઇ શકતી હોય અથવા મલી શકતી હોયતો, તેવો સોદો કરવામાં મોટો લાભ અને ખરી દાનાઇ છે.

૧૦૭. આએ જેહાંનની ભલી ચીજો સારે મારગે આપી દીધાથી, ગોયા બેઉ જેહાંનની તમામ ભલી નેયામતો ખરીદાઈ શકાય છે.

૧૦૮. જમના હાથથી ખરી સખાવતે આપેલો એક રૂપયો, તે ગોયા ડાબા હાથથી સવા રૂપયો પાછો પોતાનાં ગજવામાં મુકયા બરાબર છે.

૧૦૯. જેમ વેહતી નદીઓનું પાણી પાછું તેનાં અસલ મુલ-દરીયાનેજ જઈ મલેછે, તેજ મીસાલે સખાવતના હાથથી અપાયલું નાણું પાછું અનદીઠ રીતે તે સખાવત કરનારનાંજ ગજવામાં આવી પડે છે.

૧૧૦. રાસતીની રાહે શખુન બોલનારો સખસ, ગમે એટલો હલકો હોય, તોબી તે ખરી બુજરગીના દરજાનુ વજન મેલવી શકે છે. જે શખસ ઘણું બોલે છે, તે ખુદ સખુનની કદરને કંમતી કરી નાખેછે

૧૧૧. ખરાં શેયાણાં માણસો, રાસતીને ખરચી નાંખવામાં લાય કી જોયછે, પણ ખરા મુરખો, જુઠાઇને જમાવ કરી પોતાની ફજેતી કરેછે.

૧૧૨. જે માણુસ સચાઇને હઇએ ધરે છે, તે સારી જેહાંનને ગોઆ હાથમાં ધરે છે, પણ સારી જેહાંન, જુઠાઇની તરફ રહીને, તે એખલા સાચા શખસને ધરી શકે નહી.

૧૧૩. ધીરજથી કાંમ હાત આવે છે, અને આપણું હઇયું રાહત ભોગવી શકે છે, પણ ઉતાવલથી અકલમંદોનાં કાંમબી બગડેછે. તુંડ ખવાસનો અને આકલા મીજાજનો શખસ કદાચજ સારી તનદરોસતી ભોગવે છે.

૧૧૪. જલદ દારૂ પીનારો, જલદી મસત થાએ છે, તેમ જલદી દોલત મેલવનારો, ઘણી વખત જલદીથીજ ખોઇ દીએ છે.

૧૧૫. ધીરેથી બર આવેલી મોરાદ લાંબી મુદત શુધી નીભે છે, પણ એકાએક ફાવેલા સખસો પોતાની ફતેહની ખરી કદર કવચીતજ જાણે છે.

૧૧૬. મરણ પામેલા શખસ સારૂ ખુંમો પારી રદન કરવામાં ફાએદો નથી, સબબ કે, પેલો મરનાર રદન માગતો નથી, પણ જીવતાંઓથી ખુબી અને ભલાઇ ભરેલી કરણી માગે છે.

૧૧૭. અધુરો ખોહીને જે માણુસ ઘભરાતમા પડે છે, તે પોતાની મોરાદનો તીર ખરી નીસાંનપર મારતાં ચુકે છે.

૧૧૮. હાતમાંથી ગએલી રોજી, ગંમ અને દેહશત ખાધાથી પાછી મલી શકતી નથી. પણ ખોદાની મરજી સોધવાથી, અને થયલી તકસીરની ઓજરખાઈ આહવાથી, હુંગાએલું નસીબબી પાછું સજાગરૂ થાય છે.

૧૧૯. જીંદગીની એક પલનો ભરોસો નથી, તેઆરે સેંકડો વરસ શુધી નીભે, એટલો જર માલ અને રોજી રજક જમાવ કરવા પછવાડે, આપણને જુઠી વેઠ શું કામ કરવી જોઇએ ?

૧૨૦. પરવરદેગારેજ જેઆરે આકાર બખશેઓય, તેઆરે આધાર શોધવા સારૂં કોઈ બીજા પાસ જવાની હાજત રાખી નહી હોએ.

૧૨૧. ઘણી રીતથી બદકારી કરયા છતાં, ખોદાની નેઆમતના ખુંમચા પરથી, બદકારોબી બેનશીબ રેહતા નથી, તેઆરે ફ્રાંની ઇનસાંનને ઘટારતં છે કે, જો તેની હાલત, કોઈબી શખસપર હેસાંન કરી શકે તેવી હોય તો, તે જોગવાઇ પોતાના હાથથી જતી મેલવી નહી.

૧૨૨. જે લોકોને તકદીરનુ ચકર તંગ હાલતમાં લાવીને રોજીના ગંમનુ લોહી ચખાડે છે, તે લોકોનો છુટકારો ખોદાવાલાની રેહેમ સોધવા સીવાએ બીજી કોઇબી તદબીરથી થઇ શકતો નથી.

૧૨૩. એક માણુસ, ખાસ બગીચામાં બેસી, હજારેં તરેહની નેઆંમત પોતાના પગ આગલ પડેલી રેહવા દીએ છે, પણ બીજો એક માણુસ, સુકી રોટીનો ટુકરો મેલવવા સારૂ, હજાર રીતની

જેહેમતો ખેંચતાં છતાં નામોરાદ રહે છે, એબી એક કુદરતી ભરમછે, કે જે વીશે કોઇએબી નાશીપાશી ભરયા સખુનો કાહડવા જોઇએ નહી.

૧૨૪. એક શેહેરમાના ફીસાદખોરા, અને એક ઘેરમાંનાં ફીતનાખોરાને બંધ રાખવા જોઇએ, તેમજ નાફરમાંની ભરેલા લશકરને અને નીમખહરાંમ સરદારને નાબુદ કરવા સજાવારછે. જો ફ્લ અને ફુલદાર જાહડોના મેવા અને ખુશબોઈની મજેહ ચાખવી હોય તો, દર ઘટતા હીંગામપર તેઓને કાપી કલમ કરવી જોઇએ, તથા કાંટા કચરાનાં જાહાડોથી સાફ રાખવાં જોઇએછે.

૧૨૫. પાદશાહો જયારે ભલી મનશાનીથી પોતાના રાજનો કારોબાર ચલાવેછે, તયારે જંગલનું ગાહસબી અતરદાર ખુશબોઇ ભરીઊ થાયછે, અને ગંધીલા ઉકરડાઓ અને કચેરાના ટેકરાઓની જગાઓબી, કીમતી ગોહેરો ઉતપંન કરેછે.

૧૨૬. એ ભાઈ, ખોદાતાલાને હરદમ ઇયાદ કરીને, બની શકે તટલી જોગવાઈ મુજબ, ખરાં અંતકરણથી તેની બંદગી અને સતુતી કરતો રેહજે. પણ જો તું તેને ઇઆદ નહી કરે, અને તેની બંદગીબી નહી કરેતો, તની રોજી અને રજક ખાવાનું કાંમબી, તું ખરેખરૂં હરામ જાણીને હરગીજ થઇ ખાતો રખે.

• ૧૨૭. હરએક જાતની મુશકેલી અને દુઃખ દરદની વખતે, ધીરજ અને સબર અને શોકર ગુજારીથી પોતાનુ મન મોટું અને જાન ખુશી રાખવો જોઇએછે, અને જે ઇનશાન એવી આદત રાખેછે, તેજ ખરી નેકબખતી અને આબાદી ભરેલા દીવસો પાછેલથી મેલવી અથવા ભોગવી શકેછે.

૧૨૮. ખોદાતાલાનું ખરેખરૂં અને ખુબીવંતુ ફરમાન એવું છે કે, જે ચીજ અથવા જેવી ચાલચલણથી ગુનાહ થાય, તેવી ચાલ ચલાવતો રખે,-અગર એવાં ફરમાન મુજબ તાહરાથી ચલાયતો આએ જમીન ઉપર,-અથવા આએ આકાશનાં છતર હેઠલ, તું શુખેથી અને પુર છુટથી રેહેજે, પણ જો તું મારા છયાને ખોદાનાં ફરમાન અ-થવા હોકમ મુજબ નહી ચાલેતો, જાંહાંબી મારા આકાશનુ છતર અને મારી જમીનની બેઠક તુને નહી મલી શકે, તે તરફ તું જતો રેહજે અથવા દેશનીકાલ થજે.

૧૨૯. જેમ વરૂ જયારે બકરાંને ખાવા ચાહેછે તયારે તેને કંઈબી ખાંહાંનું જોઇતું નથી, તેમ ધાટકી દીલના સટાખાજો જયારે પોતાની મતલબ હાંસલ કરવાના ઉપાયો સમજુ લોકોની મંડલીમાં ખુટેલા જોએછે તયારે કમસમજો અને અગનયાનોની મંડલીમાં ધુસી, વગર દેહશતે તેમને લુટેછે.

૧૩૦. દોલતમંદો પોતાની દોલતના હોકમ મુજબ ચાલેછે, અને ગરીબ લોકો દોલતમંદોના ફરમાન મુજબ અમલ કરેછે.

૧૩૧. જેમ જાલમાં પકડાએલી માંછલીઓ જેટલી વધારે તફડે તેટલી વધારે ગુંચવાડામાં આવે છે, તેમ હુલડ અથવા લોભી માણસો જેમ વધારે ખેડે તેમ વધારે આંટામાં આવતા જાએ છે.

૧૩૨. આપમતલબીયાઓ ખરા પાપીઓ ગણાયછે અને જયારે પાપીઓ સાધુના દેખાવમાં જેમ જેમ ધરમના મકાનોની નજદીક જાએછે તેમ તેમ તે મકાનો મધેથી ખોદા પોતે દુર થાએછે તેમાં શક નથી.

૧૩૩. બખીલોને દોલત આપવી, લોભીઓને સતા આપવી, બદ નીતીના જવાનોને ખુબશુરતી આપવી, અને નીચ માણુસોને ઊંચા ઓધા આપવા, એ કાંમ દેશને અને દીનદારોને હાંણીકારક છે.

૧૩૪. જેમ કે દોડતા સસાને ભરોશે પોતાનાં હાથ મધેનુ ગોશ ફેંકી દેવું એ સરફ મુરખાઇ છે, તેમ ભવીશની દોલતને ભરોશે છતી હાથમાંની આઈતી દોલત બેદરકારીથી જતી મેલવી એ ખરી નાદાંની બલકે દેવાંનગી છે.

૧૩૫. જેમ દરીઆની રેતીથી દોરડાં બનાવાની આશા રાખવી એ મુરખાઈ છે, જેમ સંડાસમાં અતર છાંટી ખુશબોઇ ચાહાવી એ બેવકુફી છે, તેમ દગાબાજોથી કામ પાડીં ખરાબી અને પાએમાલી શીવાએ બીજી ચીજની આશા રાખવી એ ખરી દેવાનગી છે.

૧૩૬. વાંશલીનાં ખુશ અવાજ અને મધુર ગાએણ પર હરણ નાંચે છે, પણ દુકર નાંચતું નથી, તેમ સકમાઇનાં પઇશાનાં લેણા દેણાની કદર ખરો વેપારી બચો પીછાંને છે, પણ આઇતી દોલત પર બેઠેલા મુરખો તદન બેકદર રેહ છે.

૧૩૭. ઊંદર પકડે તે કરતાં વધારે બીલાડીઓ પાલવામાં ફાએદો નથી તેમ વખાનને છાજે તે કરતાં વધારે બોલવામાં શોભા નથી.

૧૩૮. ઓરતનું મન, આકાશનો પવન અને માણુસનું નશીબ સદા બદલાતાં રેહે છે.

૧૩૯. દીકરાનુ માથુ બાપની પાઘડીને બંધ બેસતુ આવેજ નહી, તેમ બાપની હોરમત તે દીકરાનીબી અહીઆતીની હોરમત ગણા-એજ નહી.

૧૪૦. દરીઓજ જયારે કેહે કે તને પાણીની અગત છે તયારે ખરેખર મોટી આફત સમજવી, તેમ દરીઆઇ દીલના ગ્રહસથોની તીજોરીઓ જો ખાલી અને સુકાએલી સંભલાએ તયારે મોહકાન સમજવી.

૧૪૧. આ દુનીયા તે ગોયા એક દાદર છે કે જયાંથી કોઇ ઊચે ચહડે છે અને કોઇ નીચે ઉતરે છે.

૧૪૨. સઉથી સરસ દોસતારો હમેશાં પઇશાની ભરેલી કોથલી-માં હોય છે.

૧૪૩. જે શખસો જુવાનીમાં કાંટાના બીસતરા ઉપર સુતેલા હોય તેઓ બુઢાપામાં ગોલાબના બીશાતરાપર આરામ કરે તેમાં નવાઇ નહી.

૧૪૪. નેકીનાં ગુણ એ છે કે, ખોદાને એક જાણવો. ગુનાહની તોબાહ કરવી તે એવી સરતથી કે ફરીથી તે ગુનાહ થવા નહી પામે. હરએક વાત ખોદાનાં એરાદા ઉપર સોંપવી. નઇયત પાક રાખવી. મુશીબત ઉપર શબર કરવી. અને થોડું મલવા ઉપર શંતોશ કરવો.

૧૪૫. બદીનાં ખરાબ ગુણ એ છે કે, અદેખાઈ, ગુસો, કીનો, એહંકાર, અને લોકોને દેખાડવા સારૂ માતર સારી ચાલ ચલગતો વાપરવી. એ ખરાબ ગુણો છોડયાથી, એક દાનાવ ઇનસાન પોતે પોતા-

ને પીછાંની શકેછે. કાંયજે દાનાવ લોકોએ એવું નીસચે કીધું છે કે પોતાને ઓલખવું તે ગોયા ઇયજદાંને પીછાનીયા બરાબર છે.

૧૪૬. તું એમ શમજે છે કે, માથું, પગ, હાથ, એજછે અને બીજું કંઇ નથી. પણ જરા વીચારી જો કે, એતો પશુઓભી ધરાવે છે, અને ખાવું, પીવું, સુવું, મારામારી કરવી તે તો વાઘ વરૂ જેવા નીચ પ્રાણીનું કામ છે. અને મકર, તથા દગો અને બાંહાંનું કાહડવું તે તો સેતાનનું કામ છે.

૧૪૭. જો કોઇ શખસ પોતાનો વેહેવાર તથા ઓલખાંણ ખરાબ ગુણો અને વરતણુકોની સાથે કરે તો, ઇયિજદાંતાલાની ઓળખાંણ એવા ગુણોથી કેમ કરીને થઇ શકે?

૧૪૮. દુનીઆમાં શા વાસતે આવવું થયું છે, અને કાંહાંથી તથા કેમ આવયા અને કાંહાં જવાનું છે તેનો વીચાર કરવાની મુખય જરૂર દરએક ઇનશાનને વાસતે છે.

૧૪૯. ઇનશાન જાતની અસલ સરજતતો નુર, તથા એલમ, તથા અકલ અને હકતાલાનાં અસલ દીદારની ઓલખ કરવાની છે, તે હરએક જાતનાં ખરાબ ગુણોથી અથવા પાપી વરતણુકોથી કેમ થઇ શકશે.

૧૫૦. હરએક બંદાની ખરી ફરજ છે કે, સદગુણો પકડવા, અને દુરગંદી ગુણો છોડવા. એવી રીતે જે શખસ પોતાની જીંદગી ગુજારે છે, તયારે તે શખસ પોતે પોતાનું ઓલખવાને સકતીવાંન થઇ શકેછે, કે જેની બરકતથી તે પાક ઇયજદાંની તમામ સીફાતી ચીજો તથા ખુદ તેની જાતે મુતકલને ઓલખવાની ગતી થઇ શકશે.

૧૫૧. ખરો ભલો માણશ તે કે જે ખોદાતાલાનાં ફરમાન મુજબ ચાલે, કોઇબી નીરદોશ માણસ અથવા પ્રાણીને ઇજા નહી કરે, અને ખોદાતાલાના સઘલા ભલા બંદાઓ ઉપર પયાર રાખે.

૧૫૨. ખોદાતાલા પાસે હરએક બાબતસર સારૂ કરવાની, તથા સારૂં વીચારવાની, તથા સારૂં બોલવાની શકતી માંગતા રહીને, તંનદરૂશતી, તથા તવંગરી અને અપક્ષપાતપણું સાચવી રાખવાને ચાહતા રેહવું જોઇયે છે.

૧૫૩. હરએક કોઇ જાણીતા કાબેલ, તથા પ્રમાણીક અને દાનાત ગરહસથ અશાતકથી કંઇબી કામ કરાવી લેવામાં કોઈબી શખસને ગેરફાયદો જોવાનુ કે પસતાવો કરવાનુ કારણ મલશે નહી.

૧૫૪. આએ દુનીયાંની ખરી શેઠાઈ અને ખરૂં માન મોહબત તેજ શખસોને ઘટેછે કે, જેઓ સચાઇમાં અને જુઠાઇમાં તથા શયાણુપટમાં અને મુરખાઇમાં અને ભલામાં તથા બુરામાં ખરો તફાવત સમુજી, સમજાવીને, તે ઉપર અમલ કરી જાણે.

૧૫૫. ખરાં ઇનશાનીઅપતપણાની ખરી અકલ તેજ છે કે જે બુરો વીચાર અને બુરૂં કામ કરવાથી દુર રેંહે. તથા આજની જીંદગી આવતી કાલને વાસતે પાયદાર નથી એવું સમજીને જે ભલી ભલાઈનું કામ કરવું હોય તે શેતાબીથી કરી લીયે.

૧૫૬. જુવાંનીના વખતમાં જે બુબીના અથવા ખરાબીનાં તથા બદકારીનાં અથવા નેક ખસલતના બી વાવીયે તેના ફલ બુઘાપામાં

ચાખવાં પડેછે. એજ મીશાલે તવંગરીનાં વખતમાં જે બીઓ વાવીયે તેનો બદલો મુફલેસી અને મુસીબતનાં વખતમાં પામી શકયે છીયે.

૧૫૭. જેમ બદન ઊપરનુ દરદ કાપી કહાડયાથી તેનાં કાપના ધાહની નીશાની તે બદન ઉપર રહેછે, તેજ મીશાલે બુરી ખસલતના ફરજંદની બદનામીનો દાહગ તેના માતા પીતાના સર ઉપર રેહેછે.

૧૫૮. પોતાની એબ અથવા પોતાના ભરમની વાત બને તાંહા સુધી કોઈનીબી આગલ બોલવી નહી જોઈયે, પણ ખરેખરી મુશકેલીની વખતે જો કોઇ આગલ બોલવીજ પડેતો તે કોઈ આપણા ખરેખરા ખેરખાહ અને દાનાવ દોસત આગલજ બોલવી.

૧૫૯, એક દોસત પાસેથી ઉછીકું નાંણું લેવું તે ગોયા ખરી દોસતીને નાબુદ કરીને દુશમની વસાવયા બરોબર છે.

૧૬૦. દોલતની દોસતી અને પાયદારી સાચવવાનો ઉપાય તે ખરે ખરી સખાવતનાં અને નેકનામી કરવાના કામમાં છે. અને બદકારીમાં તથા કંજુસાઈ અને કાહરનીપણામાં દોલતનો ઉપયોગ કરવો, તે ગોયા બદબખતી, તથા લેયાંનત અને કંગાલયતપણાને ઈજન કરવા બરાબર છે.

૧૬૧. ચહડતી દશાવાલો કે પડતી દશાવાલો, અથવા દોલતમંદ કે નાચીજ ફકીર સઉ એક સરખીજ રીતે આએ દુનીયામાં ફના થવા નાછે, વાસતે સેવટનાં મકાંન કીજે જો કંઇ તફાવત અથવા ચહડતો ઉતરતો દરજજો માંગવાની ખાહેશ હોવતો, આએ દુનીયા મધેની પોતાની કરણીનું ચહડતું ઉતરતું તોલ પકાં ધયાનથી તપાસતાં રેહવું જોઇયે.

૧૬૨. ખરેખરો ભાગ્યશાલી અને ખરેખરો બેહશતી શાખસ તેનેજ જાણવો કે, જેનાં મોહત પછી, જીવતાંઓ તેની ભલાઈ અને નેકીને યાદ કરીને રદન કરે, અને ખરો બદબખત તથા દોજખી તેનેજ જાણવો કે જેની પીઠે દુનીયાંના લોકો ફીટકાર નાખે, અને તેની હઈયાતીની સંગતથી પોતાનો છુટકારો થયલો જોવામાં પોતાનું સુખ અને સલામતી સમજે.

૧૬૩. એલમ શીખવયામાં આવે તે દીનયાઇનના અને ખરી નીતીના કામો સાચવવાને ખાતર શીખવયામાં આવેછે, નહી કે દુનીયામાં ફરેબખાજી અને બદકારી વધારવાને વાસતે.

૧૬૪. એલમ શીખયા બાદબી અકારી અને નકારી જીંદગી ગુજારવી તે ગોયા દોલત અને માલ જમાવ કરૂવાનો રંજ ખેંચયા બાદ, નરકનાં ગારમાં પાછો તેને ગારી દેવાની મુરખાઇ બરાબર જાણવું.

૧૬૫. આપરા હુદઇની ખાંમી અને તકશીર વીશે બખશેશ કરવી, તે એક જાતની રૂડી ચાલ ગણાએ છે ખરી. પણ જે શાખસની બેહુંડી અને પાપી ચાલથી આપણા ટોલાના લોકોને હીણું લાગે, દેશીઓને ઇજા અને નુકસાન પોહચે, તેવા કમીના શાખસના જખમ ઉપર મલમપટો બાંધવો, તે ગોઆ એક જેહરી અજદાનો સંભાલ કરી, મનુશ જાત ઉપર જુલમ ગુજારવા સરખું છે.

૧૬૬. જે ડાકટર નશતરનો જખમ એક ઇનશાન અથવા દરદીનાં બદન ઊપર મારીને લોહી કાહાડે છે, તેજ ડાકટર પાછો તે જખમ ઊપર મલમ ચોપડીને રૂહુજબી લાવે છે. તેજ મીશાલે અકલમંદ જાહેર લખનારાઓ ટીકા કરીને, પોતાની કલમનાં ગોદાથી

ખરા મુરખો અને તકસીરવારોનાં જીગરોને વીંધે છે ખરા, પણ તેજ ગોદાની અશર પાછલથી તે મુરખો અને તકસીરવારોની હાલતમાં અજાએબ જેવો ગુણુગારો ફેરફાર કરી શકે છે.

૧૫૭. ખરા દાનાવ લોકોની એવી નસાહત છે કે, જે શખસ પોતાનાં એક દોશતનાં દુશમનની સાથે મલી જાએ, અને મોહબત—મેહરબાનીનાં કામો કરે, તે ગોઆ પેલા પોતાનાં અસલ દોશતને ખરૂં દુખ અને અપમાન પોંહચાડનાર તરીકે ગણાઇ શકે છે. વાસતે જે દોશત તાહરા દુશમનની સાથે મશાફેહત કરે, અને તેને મદદ આપે, તેવા દોશતથી અતરંગ થઇને તેની તરફ ધીકકાર બતાવવો ઘટારત છે.

૧૫૮. જે શખસ ખોદાતાલાની હસતી માંનતો નહીં હોય, અને જેમાં પોતાની મહજબ ઉપરની ઇમાનદારી નહી હોય અને બંદગી કરતો નહી હોય, તેવા શખસને મદદ કરવી, અથવા તેવા શખસની મુશકેલી ટાલવાની કોશેશ કરવી બીલકુલ હરામ છે. સબબ કે જે કાફરી શખસ ખોદાતાલાની નેઆમત ભોગવી, તેનાં સુકરાનાં કરવાની અગત સમજે નહી, તે તાહરાં અહેસાનની અને તાહરી મદદની કદર કેમ બુજી શકશે?

૧૫૯. સહુથી ઓતમમાં ઓતમ બખશેશ, ખોદાતાલાની બંદગી કરીને ચાહવી હોય તો એક છઉનાંની ફીલસુફનાં મત મુજબ, એમ ચાહવું જોઇએ કે, તમારૂં હઇડું નીરમલ અને વગર દગા ફટકાનું રાખે, તમારો જીવ શંતોશી અને હીમત ભરેલો રાખે, અને તમારૂં બદન તમામ જાતના રોગથી નીરાલું અને તનદરૂસતી ભરેલું રાખે.

૧૭૦. જયારે પીઆરા દોસતોમાં ખપનારાઓ મરદુમ આજારી ભરેલા દગા કરતા જણાએ, તયારે વેરશી મુદઇઓની ચાપલોશી ઉપર એતબાર કેમ કરી રખાઇ શકાય? ખરેખરો ભલો તેજ દોશત, કે જે બે દુશમનો વચે એવા નેક શખુનો બોલે કે જેથી તે દુશમનો વચે મીતરાચારી થાય અને તે વચે પડનાર શખસને શાબાશી તથા માંન મલે.

૧૭૧. જે કનજુસ સખસની દોલતની નેઆમત, જયારે કોઇ બીજા હાજતમંદ શખસોનાં ચાખયામાં આવતી નથી, અથવા ખરા દરદીઓને રાહત અને કરાગટ બખશનારી ઠડતી નથી, તયારે તે કનજુશ શખશનાં મરણ બાદ ભલી રાતે તેને કોઈબી યાદ કરતું નથી. ખરા પરોપકારીઓ ભુખયાની દાહજ હઇએ ધરી, પોતે થોડું ખાઈ, થોડું ખરા ભુખયાંઓને વાંટી આપવાને ભુલતા નથી.

૧૭૨. જેમ બોજો લાધેલો એક ગધેડો કીચલમાં ફશે, તયારે તેની સનમુખ જેવું ધાશતી ભરેલું ગણાય છે, તેજ મીશાલે બુરી બદ કામોમાં ગીરફતાર થયલાં શખશની કુમક કરવા જવામાં ફજેતી અને ખરાબી શીવાય બીજું કંઇબી હાંશલ થઇ શકે નહી.

૧૭૩. ખરી ભુખ કરતાંને જીઆદા ખાવું, એ બુરી પીડાકારીની નીશાંની છે. તેમજ કુદરતી મરણની ઘરી કરતાંને આગમચથી મરણ લાવવામાં બેઉ જેહાંનની જંજાલી છે.

૧૭૪. બદ ચાલનાં બેટાને છેહલી શીખામણ આપતી વખતે એક બાપે એમ બોલયો હતો કે, એ જવાંન, બુરો હવશ એક જાતનાં

આતશની મસાલનો રહે છે, કે જે આતશ ગોઆ દોજખનાં આતશ-
થીબી વધારે બુરી અસર ધરાવીને, ઇનસાંન જાતનું તન અને મન
વટીક જલતું રાખે છે. ખરો નસીબવંતો તેજ શખશ કે જે પોતાની
ભર જવાનીમાંજ એ હવસનાં આતશને શારી સમજ અને દુરઅંદેશીની
ફુકથી સદા નરમ રાખતો અને બુજાવતો રેહે.

૧૭૫. "ચલાચલીકે રાહમે ભલા ભલી કર લેઓ," તેમ જે
શખસ પોતાના ચાલતા વખતમાં ભલાઇ અને નેકીના કામ નહી
કરે, તે પોતાની નાંતવાની અથવા બદબખ્તીના વખતમાં તરેહવાર
રીતની અડચણો ભોગવનારો થઇ પડે છે. વીશવાસઘાર અથવા
હરએક બીજા સબબથી, માણસજાતને દુખ દેવું, એ જેવો બુરો
સેતારો બીજો કોઇબી હોતો નથી, સબબ કે તે દુખ દેનારનો
જયારે બરગશતે દાહડો આવે છે, તયારે કોઇનાંબી હાલમાં તેની ઉપર
માએબ મોબદત આવી શકતી નથી.

૧૭૬. આકેબતની દુનીઆંનાં એકરાંને આએ દુનીઆંનાં માંન
અને લોભ લાલચને ખાતર વેચવું, એ ગરક ગધેડાપણું છે. તેમજ
બુરા દુશમનનાં કેહવા ઉપરથી, પોતાના ખરા દોસતની તરફનું પએ-
માંન તોડવું, તે આએ દુનીઆંમાં લોકોની તરફનો ધીકાર મેલવીને
પેલી દુનીઆંનો આખેરતનો કરાર તજી બેશવા જેવું છે.

૧૭૭. સતવંતા અને સચાઇનેજ વલગી રેહેનાર શખસ ઉપર,
બુરામાં બુરો શેતાંન વટીક ફાવી શકતો નથી, એજ મીશાલે મુફલેશમાં
મેફલેસ હાલતમાં ખોદાઇ દરવીશો ઉપર, મોટામાં મોટો તવંગર
શાહનશાહ વટીક ફાવી શકતો નથી.

૧૭૮. હરએક બનાવશર ઉતાવલું પરીણામ મેલવવાને ઇંતેજાર રેહવું જોઇતું નથી, સબબ કે રફતે રફતેજ સઘલી ચીજ પકાપણા ઉપર અથવા કમાલીઅત ઉપર આવીને કીમતી બને છે. આરસીઓમાં અને બારણા બારીઓમાં જડવાનાં કાચ, તે એક જાતની કાચી હાલતના અને ઉતાવલેથી પકાવેલા કાચ છે, તેમજ જમીનમાંથી મલી આવતાં માણેકો અને ગોહરોબી એક જાતના કાચજ છે. પણ ફેર માતર એટલોજ છે કે, પેલું માણેક લાંબી મુદત શુધી જમીનનાં પેટમાં પકી હાલત મેલવીને બાહેર આવે છે તેથી તેની કીમતબી અતીઘણી વધારે ઉપજે છે.

૧૭૯. બખશેશ અથવા સખાવતના જાહાડની જર જમીનમાં દાખલ થતાંજ, ગોઆ કુદરતનો કરામતી હાત તેને છુપી રીતેનું નીરમલ ખાતર અને પાંણી શીંપેઓ જાય છે, અને તે જાહાડ ઉપરનું એક ફુલ ખરી સખાવતનાં કામમાં વપડાતાંજ, ગોઆ સો નવાં ફુલો તે ઉપર અચબુી રીતે ઉગી નીકલે છે, અને તેનો ખજાનો અખુત રાખે છે. બખશેશ કરનારે એટલીજ વાત સદા ધેઆંનમાં રાખવી કે પોતાની કીધેલી બખશેશને એક જાતના ઉપકાર તરીકે નહી ગણવી.

૧૮૦. ખોદાતાલા જયારે તમામ જાતની અમુલીઅ નેઆમતો ખાકી બંદાને બખશીને પોતાના તરફનું હેસાન તરીકે ગણાતો નથી, તયારે એક માતબર શખસ જો તે ખોદાનીજ બખશેલી ચીજ કોઇ બીજા ખરા મોતાજ શખશને આપે તો તેને હેસાન તરીકે ગણવાનો કશો હક નથી. પણ એમ કરવામાં એક જાતનો મોટો ગુનાહ છે.

૧૮૧. એક શખસ ગમે એટલો એલમ શીખે અને ગમે

એટલો ચંચલ બને, પણ જયારે તે એલમની ખરી ખુબી ઉપર અમલજ નહી કરે, તયારે ભારબરદાર એક ગધેડા કરતાંબી તેને બદતર ગણવો જોઈએ.

૧૮૨. સાંભલજે એ ભાઇ, કે તારી લાગણીઓ તરફ જે શખસ માનની નજરથી જોયે નહી, તાહારી ખામીઓ વીશે છુપી રીતે તુને ચેટાવે નહી, તાહરી પીઠ પાછલ તાહરો મજબુત બચાવ કરે નહી, બીજા તવંગરોની મંડલીમાં તે હોય તયારેબી તાહરી સાથે શરેશતાના માન અને મમતા સાથે ચાલે નહી, અને તેં તેને કહેલી કંઇ ભેદી વાતોને પોતાનાં જીગરની તીજોરીમાં શદા શાચવે નહી, તેવા શખસને તાહરા દોશત તરીકે કબુલતાં સંભાલજે!

૧૮૩–"એ ભાઈ, બુરાં કરતુકનાં એકબી કતરાથી તાહરી જીંદગીની દાંમન ગલીચ અથવા અપવીતર થવા દીધાની આગમચ તું ખુબ દુરઅંદેશી કરજે. સબબ કે એવો એક કતરો અચબુચો વધીને એક તોફાંની દરીઓ થઇ પડશે, કે જેના ખરાબા ઊપર સેવટે તાહરો પરાંણ અથડીને ગરક જશે. જે શખસ એવી શીખામણ ઉપર ધેઆંન આપવાની ગફલતી કરશે તે ગમે એટલો બુજરગ હશે, તોબી એક ખરેખરા નાદાન અને જાહેલમાં ખપશે."

૧૮૪. બે શંખસો વચેનો જધડો એક જાતની આગની ભીસાલેનો હોયં છે, અને જયારે કોઇ બુરો કશરેવજ તેમાં જુઠાઇ અને બદગુઇ ભરેલી ઊભલી હીલવે છે, તયારે ગોઆ એક જાતના દારૂ ગોલા ભરેલી ફુકણી ફુકનારો તે સેતાન ગણાએ છે. અને ઘણી

વખત એવુંબી બને છે કે તેવા શેતાનને પોતાનેજ તે આગમાં બલીને ભશમ થવું પડે છે.

૧૮૫. જયારે ભલી કોશેશો અને મીઠા વચનો એક કામ પાર ઉતરવા કાજે રદ જાએ, તયારે મગજમા તલખી અને હાથમાં તેજ તલવાર લઈને મેદાંન પડવું શજાવાર છે.

૧૮૬. ચાપલોશી ભરેલી જબાંનનાં દગાખોર દોસતની મોહબત ઊપર ભરોશો રાખવો, તે ગોઆ જીભનાં લખકરા કાહાડનારા જેહરી અજદાને ગજવામાં સંભાલી રાખવાની બેવકુફાઈ કરવા જેવું છે.

૧૮૭. એક અદના શખસના દીકરાએ ઊંચે દરજજે પોંહચવા સારૂં શું એલાજ કરવા જોઈએ, તે બાબે એક દાનાવની સહલા પુછી. પેલા દાનાવે જવાબ દીધો કે એ ભાઈ, ઊંચે દરજજે પોંહચવા સારૂં પોતાની કોમના અને બીજાં લોકોના હકમાં ઊંચા અને ફાએદા ભરેલાં કામો કરી બતાવવાં જોઇએ છે. પણ તારા જેવી હાલતના અને ખવાસના શખસ કીજે સઉથી શરશ શીખામણ તો એજ છે કે; તાહરાથી કોઇનું ભલું તો થાયજ નહી, તયારે કોઈબી જાતની ભુંડાઇ નહી કરવાની તજવીજમાં હરદમ રેહવું. એજ ચીજ તાહરા હકમાં સઉથી બુલંદ દરજજા ભરેલી જાણવી.

૧૮૮. જેમ એક મુએલા દેડકામાં અથવા એક વગર જીવની લાસમાં ફુકણી ફુકયાથી, તે દેડકાનુ અથવા તે લાશનુ બદન ફુગીને ફરબે થાય છે, તેજ મીસાલે એક હેમકની વખાણ જયારે કેટલાએક ખુશામતીઆઓ અને રીતને અંગેજે કરે છે, તયારે તે હેમકબી ફુગીને એક ગધેડાની મીસાલે ભુકવા મંડી જાય છે.

૧૮૯. આપમતલબીઆ અને વેરશી શખશોની ચાપલોશી ભરેલી જબાંન ઊપર અથવા લખાંણ ઉપર લોભાઈને ગરરા કરવી, તે ગોઆ પોતાની સમજ અને કીરતી ગુમાવી દઈને આલમનાં લોકોની હશી અને મશકેરીનાં વંમલમાં ગોતાં ખાવા જેવું છે.

૧૯૦. કેલવણી પાંમયાં છતાં નીતીમાંન નહી રેહવું, તે હાતમાં ચેરાગ ધરયા છતાં આંખ વીચીને અથવા આંધરા થઈને ચાલવાની કોશેશ કરવા બરોબર છે.

૧૯૧. ગમે તેવા ભપકા શપકાવારો તાહરો દોસત હોય તોબી તાહારા સઘલા ભેદભરમની વાત તેની આગલ કેહવી નહી જોઇએ. સબબ કે એવુંબી બને કે જે શખસ આજે તાહરો દોસત હોય તે આવતી કાલે દુશમન થઇને તોહારી સામને ઉભો રેહે.

૧૯૨. એક ઇતર, તથા બેકદર, અને અબણ દોસતની દોસતી ઉપર આધાર રાખવો, તે ગોઆ શેંકડો ઇઆર વાલી કોઇ વીશીઆ શાંડને દીલ આપીને તેનીથી વફાદારીની અને ખેરખાહીની આશા રાખવાની બેવકુફાઈ જેવું છે.

૧૯૩. એક જાણીતા પાપી અથવા અધરમી અને પોતાના દેશીઓના હકમાં નુકસાની અને ફજેતી ભરેલાં કામ કરનારા શખસનાં જખમો ઉપર મલમ ચોપડવાની દએઆ ખાવી, તે ગોઆ ખરા નીરદોશ તથા રાંક અને પહરેજગાર લોકોનાં તન અને જાંન ઉપર કારગા જખમો મારવાનું જબુન ઘાટકીપણું બતાવયા બરાબર છે.

૧૯૪. નરમાઇ તેમેજ તુંદાઇ જયારે હદસર અને ઓતશારજ

વાપરયામાં આવે છે તયારે સઘલું સમાધાન રેહછે, જેમ કે નશતરનો તીખો જખમ એક દરદપર લાગુ કીધા બાદ, રૂહુજનો મલમ તે ઉપર ચોપડેઆમાં આવે છે તયારેજ તે દરદીને રાહત મલે છે.

૧૯૫. એક લોભી માણસ મોટો દરીઓ ભરાએ એટલા બધા ખજાનાથીબી ધરાતો નથી, પણ એક શંતોશી માણસનું દીલ ફકત એક કતરા જેટલા અશબાબથીબી નીરાંત ભોગવી શકે છે.

૧૯૬. ધન માલની મેહેરબાંની જયારે તે દાતાર તાહરી ઉપર કરે, તયારે તુનેબી લાજમ છે કે વગર ધનમાલનાં અને દુખયાં ભુખયાં શખસોની ઉપર મેહરબાની અને મોહબતની નજરથી જોય. કઠણ દીલ અને શાંકડી આંખવાલા દોલતમંદ શખસોને, બેઊ જહાંનની નેઆમત અને સગવડનો ભોગ આપીને શેવટે ફીટકાર અને અંધકારમાં ડટાવું પડે છે.

૧૯૭. માણુસ જાતમાં જેમ પાક મોહબતનો જોશો હોય છે, તેજ મીસાલે પાક ગુસાનો જોશોબી હોય છે. અને એક શખસ મધેની ખરી નેકીનો જલકાત સઊથી વધારે દીપકતો તયારેજ દેખાય છે કે જયારે તે પેલા ગુસાની અસરથી ખીલેલો બને છે. અખારા કરવાથી ઘણી એબો છુપી રહી શકે છે તે ખરૂં છે, પણ તેમ કરતાં ઘણી ખુબીઓનો જલકાતબી દબાઇ રહે છે તેમાં શક નથી. વાસતે પાક મોહબતના તેમજ પાક ગુસસાના જોશાને કામે લગાડતા રેહવામાંજ ફાયદો છે.

૧૯૮. દગાખોર અને બુરી ખસલતનાં તવંગર શખસની મોરાદનાં પગો સદા લુલા અને ભાગેલા રેહછે, અને ભલા શખસોની

ખાહેરાની કીશતી એવા અદકાર શાખસોની સંગતના ખરાબા ઉપર સદા ફનાહ થતી રેહે છે. ખરા નીતીમાંન તવંગરોની હસતી તે ગોઆ તે ખોદાતાલાની તરફની ઓતમ નેઆમત તરીકે ગણાય છે. અને એવા તવંગરો તે ખરા આસાવંત ગરીબોની રોજી અને રોટીનાં કોઠાર છે.

૧૯૯. આપરાં બોલવાની સાબેતીમાં આગલી તવારીખના દાખલા આપવા, તે આપરાં બોલેલાંને મજબુતાઈ આપયા ઊપરાંત આપરા સાંભલનારાઓના મન નીતીમાન અને ખાતરજમાં ભરેલાં કરવા બરાબર છે. ગુજરી ગએલાંઓનાં કરતુકોની યાદદાસતના દાખલાથી જેટલી અશર જીવતાઓના જીગર ઊપર થાય છે, તેટલી ચાલુ જમાનાના દાખલાથી થતી નથી.

૨૦૦. બુરી કરણી કરીને ભલાઇની આસા રાખવી, તે ગોઆ હવામાં બીઆં વાવીને સેવટે તોફાની પવનનીજ કાપણી શીવાય બીજી ચીજની આશા રાખવાની મુરખાઇ જેવું છે. જે ભુલ એક નયાધીસ કરે, અથવા જે ભુલ એક રાજા કરે,—અને જે ભુલ એક લશકરી સરદાર કરે, તે સઘલાંના માઠાં પરીણામનો બોજો સેવટે ગરીબ રઇઅ-તનેજ સોસવો પડે છે. એક વીદવાનના મત મુજબ એવી ભુલ તે ગોઆ જોશબંધ વેહતાં પાણીનો એક ધોટ છે, કે જેનુ અસલ મુલ ઊંચો પાહડ છે, પણ સેવટે તે નીચાણ જમીન પરની ચીજોને ખણી ખોડી નાખુદ કરે છે.

૨૦૧. બદ નીશતાની અને લોભલાલચ ભરેલી ગરીબાઇની પીઠ, તકોબરી ભરેલા તવંગરીના પગ આગલ સદા વાંકી વલેલી

રેહછે. પણ જે સતવંતા ગરીબો, ખોદાતાલાની તરફથી જે આવી પડે તે હીમતથી બરદાસત કરનારા હોયછે, તેવા ગરીબો તો પેલા અભેમાની ભરેલા તવંગરોને મોટા અવાજનાં પોકલ ઘોલની મીસાલનાં ગણીને, ખરેપગે ઉભા રહીને, ધીકારથી સામની ઠોકડ મારી ચાલી જાયછે.

૨૦૨. જેમ એક હીરાથી તે પેહડનાર જોબવંતો દેખાએ છે, તથા તેને જોનારની આંખો દીપે છે, તેજ મીશાલે એક સતાદાર અમલદારબી દીપકદાર અને તેને જોનારાઓતું ધેઆન ખેંચનાર લાગે છે. એક હલકાં માણસને રાજદરબારી સતા મોભાદાર બનાવે છે,—અને નીચાંને ઘરીભર ઊંચો કરે છે. પણ જેમ એક હીરો તેના ખરાં નીરમલ આબથીજ શેવટે ખરી કીંમત અને કદર પામે છે, તેજ મીસાલે પેલો સતાદાર અમલદારબી પોતાની જાતી લાયકી મુજબનોજ જસ અને માનપાન મેલવવાને ફાવી શકે છે.

૨૦૩. જે શખસો આએ દુનીઆંનીજ રોજી મેલવવા પાછલ મશગુલ રેહે, તથા મગરૂર, ખુદ પરસત અને માલ તથા મરતબાના તરસીઆ હોય, તે શખસોથી પેલી જેહાનને લાએકની નીતી અને પરહેજગારી હાંસલ કરવા ઊપર ધેઆંન અપાઈ શકાતું નથી. બુરા લોભ અને લાલચ આગલ નેકી અને પરમાણીકપણાનું કઉવત નીભી શકતું નથી. જેમ કે જંગલી ભુખા કુતરાની નજર જયારે એકુ ગોશતના કટકા ઉપર પડેતો તે ગોશત શેકારી હરણનું છે, કે મુરદાલ કોહેલા ગધેડાનુ છે તેની તપાસ કરવાને તે ખોટી થતો નથી.

૨૦૪. જે શખસો દુનીયાઇ માલમતા અને દોલતથી તવંગર

હોય, પણ ખોદાતાલાની તરફની ફરજ અદા કરવા સારૂ, સેતાયશ તથા સખાવત અને પરોપકારીપણું કરવાનાં કામમાં સુસત અને મુરદાલ લાગણીનાં હોય, તેવા શખસો ખરા મુફલેશ અને કંગાલ હેવાંન ગણા યછે. જેમકે કસતુરીનાં કીમતી કોઠલા એક ગધેડાંની પીઠ ઊપર લાધેલા હોય, પણ તે કસતુરીનો ઉપયોગ કેમ કરવો--કરાવવો તેનુ ગનયાંન તે ગધેડામાં હોતું નથી.

૨૦૫. એક શખસ આખા આકાશ પરનાં વાદલાંનાં વરશાદનાં ટીપાં જેટલી દોલત ધરાવતો હોય, પણ જયારે તે વરશાદનાં આકારમાં વરશેજ નહી તયારે તે દોલત શું કામની ગણાય? એજ મીસાલે એક શખસનાં ભીતરનો એલમ હુનર રોશન શુરયની મીશાલનો તેજી હોય, પણ જયારે તે બાહેર આવીને બીજા લોકોનાં ઉપયોગ કીજે પરકાશેજ નહી તયારે તેની ખરી કદર અને કીમત કેમ બુજી શકાય?

૨૦૬. પઇશાની અથવા બીજી રીતની શકતી ધરાવનારાં કોઇ પાપી શખસને જયારે આપણે ઊઘાડો પાડીયે, અથવા આલમની નજરમાં હલકો અને રૂસવાઇયે પોંહોંચેલો કરીયે, તયારે તેને પુરેપુરોજ કરવો જોઇયેછે, અને અરધી જખમી હાલતમાં તેને રાખવો જોઇયે નહી. જયારે એક ધાટકી વરૂ બચાંને પકડીને તેનાં પંજાનાં નખો ઉખેડી કહાડયામાં આવે, તયારે તેનાં દાંતો સલાંમત રાખી મેલવામાં ખરૂં ડાહપણ કે ખરી સલાંમતી ગણાયે નહી.

૨૦૭. જે શખસો છુપી વાતો જાણવાની ઘણી ઈંતેજારી બતાવે, તથા તે વાતો છુપીજ રાખવાની મોટી મોટી અને મીઠી મીઠી કબુલાતો આપે, તેજ શખસોને ખરા ચુગલીયા અને તાહારા ભેદભરમની

વાતોને આશકારા કરનારા તરીકે ગણીને તેઓથી દુર રેહેજે. સબબ કે જેમ એક ખરા લુચા અને પઈશા ઉડાઉ શખસને પઈશા મેલવવાની અતી ઘણી ખાહેશ હોયછે, અને જેવા તે પઈશા તેનાં હાથમાં આવયા કે તરતજ બીજાઓનાં હાથમાં આપીને ખરચી ખાયછે, તેજ મીશાલે તારી છુપી વાતો જાણુવાની ખાહેશ રાખનાર સખસ તારી વાતોનો શાર અથવા ભરમ જાણુતાંજ બીજાઓને કહી દેવા વગર રેહશે નહી.

૨૦૮. અનઘટતી અથવા ગેર વાજબી રીતેથી આપણને દુખ-દેનાર શખશની તકશીર તરફ દરગુજરની નજરથી જોવાનું અથવા માફી વટીક બખશાવાનુ કાંમ કદાચ ડાહપણ ભરેલું ગણાઈ શકાએ. પણ તે શખશની તેવી જબુન તકસીર તદનજ વીશરી જવાની ચાલ હરગેજ થઈને ગુણગારી કે ડાહાપણ ભરેલી ગણાવી નહી જોઈએ.

૨૦૯. "આપણી છુપી પણ ભલી મતલબનું કાંમ જયારે પુરતી ઉલતથી અને જહડફથી પાર પારેયામાં આવેછે, તયારે તે કામની અસરથી પેલા "ઈશરાયલ" પેગમબરે જંગલમાં દેખા-ડેલી રોશનીની મીશાલે, આપરા દોસતનાં અને ખેરખાહોનાં દીલ ખુ-શાલીની રોશનીથી જલેહ અને જહમક ભરેલાં થાયછે, અને આપરા મુદઈઓની આંખો આગલ શીહા રંગના વાદલાંની મીશાલે ખરા ગમનો ભએંકાર કાલાશ વીટલાઈ જાયછે.

૨૧૦. પારસીઓનો અસલ પાદશાહ અને પેગમબર "ગઇયોમ-રસ" પોતાની તરફથી લોકોને એમ શમજાવતો હતો કે, "સખરી તે મારૂં ખરૂં ઈમાંનછે. જશનની ખુશાલી તે સારાં કરતુકોથી અને નેક કાંમો કરવાથી ઘણી જયાદા થાયછે. આ કેબતનાં દીવશ તરફ નજર કરવી, તે

આપણા પ્રાણ તથા બદનની શલાંમતી તરફ નજરકરવા બરાબરછે. ઘણી ખુશાલી માણસને મગરૂર બનાવેછે. ઘણી મોજમજાહથી માણસ બાયલું અને મુરદાલ દીલનું બનેછે. ગમ એક જાતની બુરી બીમારી છે, જે જીગરમાંની હીમતની ગરમી કમ થવાથી ઉતપંન થાયછે. જેમ જેમ શખાવત વધારે કરયામાં આવેછે, તમ તમ ફતેમંદી અને ખુશાલી વધારે હાંસલ થાયછે. સચાઇ ઉપર અમલ કીધાથી હરેક ઇનશાંનનું કામ વધારે ફતેમંદીથી શરમંજામ પોંહોંચે છે.

૨૧૧. ખોદાતાલાએ માણુસ જાતને બે આંખો અને એક જીભ એટલા કીજે આપીછે કે, તેઓ બોલે અને બબડાટ કરે, તેનાં કરતાંને બેવરૂં જોય અને ડાહપણ ભરેલી ચાલ ચલાવે. પણ બીજા ટોલાંનાં લોકો કરતાંને, આજનાં પારશી ભાઇઓ વીશે દલગીરી સાથે જણાવવું પડેછે કે, તેઓ ગોયા એકજ આંખ જોઇને, બે જબાંનથી બોલવાની આદત પકડતા જાયછે. એ ટોલાં મધે આજે એવા દોહડ ચતુર સુધરેલો નજર આવેછે કે, જેઓએ કોઈ ચીજ જોયલી કે અજમાવેલી નહી હોય તે ચીજ વીશેબી, બેવરા જબાંનથી ડફાંસો મારવા અને ભોલા લોકોને ગુમરાહ કરવા મંડી જાયછે.

૨૧૨. જેમ ઇનશાન જાતનાં ચેહરા જુદા જુદાછે તેજ મીસાલે તેઓના મનના વીચારોબી જુદા હોયછે. પણ દરએક ઇનશાનની મકશદ એકજ ચીજ હાંસલ કરવા સારૂ હોયછે, અને તે ચીજ તે આએ જેહાંનનુ સુખ ભોગવવા બાબેની છે. એ સુખ હાંસલ કરવા સારૂ સઘલા એકજ રસતેથી કોશેશે કરતા નથી, પણ જુદે જુદે રસતેથી અને જુદી જુદી તદબીરોથી શેવટે તે સુખનાંજ મારગ ઉપર પોંહચવાની આશા રાખે છે.

૨૧૩. જવાંનીના હીંગામમાં મોજ-મજાહનું અંતરૂં કરવું, તે ગોઆ પોતાની જવાંનીના કરજ વીશેની હુંડી, ઘડપણની હાલત ઉપર લખી રાખેઆ બરોબરછે, કે જે હુંડીનું નાણું શેવટે વેઆજનાં વેયાજ શીકે મોટા પસતાવા ભરેલી રીતે અદા કરવા શીવાએ બીજો કંઇબી છુટક રેહતો નથી.

૨૧૪ એકસંપીથી હરેક કામ કરવામાં અગણીત ફાયદાછે. ખાલી ડીસીઆરીની ખોતી હરીફાઈ કરતાં; નરમાસ અને ભલાઇથી વરતી, સંપીલા થવામાં મોટો સંતોશ થયા ઉપરાંત, મનની સથીરતા અને તનની તંદરોસતીમાં છુપો વધારો થાયછે. તેથી ઉલટુંજ જુદી ડીસીઆરીખોર હરીફાઇથી અંતકરણનો દંખ જે દુખ દેછે તે ઘણોજ નુકશાન કારક થઇ પડેછે.

૨૧૫. જે શખશ બીજાઓનાં ભલામાં અને બીજાઓનું સુખ જોવામાં રાજી હોયછે તે સખશ પોતે ગોયા કુદરતી રીતેજ શુખી અને શંતોશી રહેલો માલમ પડેછે. જે સખસ બીજાઓની ભુલચાઈ અને ખામી જોઇને સાઉચેત રહેછે તેજ ખરો ડાહપાણવાલો માનસ ગણાય છે.

૨૧૬. જેમ એલમ હુનરના બાબમાં કોઈ વખત આપણુ ખરા અને શાબેત ચીજને હાંસલ કરી સકીએં છીયે અને કોઇ વખત નવી અને નવાઈ જેવી ચીજો મેલવી શકાએ છીયેં. પણ એ બંધે ગુણવાલી ચીજો એંકજ વખતે હાંસલ થવી મુશકેલ પડેછે. તેજ માફક આએ સંસારમાં બાજે ઇનશાંનો મોટો દરજજો ભોગ

વતાં જણાયછે, અને બાજે સખસો સારા ગુણનાં અને ખુબીવંતા હોયછે. પણ કોઈજ શખ્શમાં એ ઊપલા ગુણો ઇઆને ખરા મોટા દરજ્જાના અને ખુબીના ગુણો સામતી રીતે એકજ વખતે સમાએલા હોયછે.

૨૧૭. ખોદાતાલાના અનેક રીતના અપરંમપાર હોસાનને લીધે ખોદાતાલાની બંદગી કરવી એ દરએક બંદાને માથે અગતની ફરજછે. પણ વલી કોઇ વખત કોઈ બંદો એવાં રૂડાં અને શવાબવંતા કાંમમાં રોકાએ, કે, તેવી તેની પરઉપકારી મેહનત સારૂ બીજા શમજુ અને ભલા માણસો તેનાં હકમાં દુવા માંગનારાં થાય, તેવાં કામની વખતે તે બંદાથી જો ખોદાની બંદગીમાં મશગુલ થવાનું નહી બનેતો તેમાં તે તકસીરવાર ગણાતો નથી.

૨૧૮. મગરૂરી એક માણુસને ઘણી શખત ભુલ દાપ આપે છે. એક મગરૂર માણુશ બીજાઓ તરફ હલકી નજરથી જોઇને પોતે તઓથી દુરનો દુર રેહવા ચાહે છે. પણ બીજા લોકો જયારે તેને એવી હાલતમાં જોએછે તયારે તેને વીશે શામનું હલકું મત બાંધીને તેનીથી શદા અતરંગ રેહવા ચાહેછે, એટલે પેલો મગરૂર શખશ પોતેજ શામનો ધીકારમાં આવીને એખલો પડી જાય છે.

૨૧૯. ખરાં મોટાં માણસો સઉથી પેહલો અંદેશો એજ કરેછે કે, ખોદાતાલાની ખુશી કેમ હાંસલ કરવી,-અને તેની પસંદગીનાં સાએઆ હેઠલ કેમ જવું. એ પછી પોતાની નઇઅત પાક અને પોતાની વરતણુક સઘલી પરકારે પરમાણીક રાખીને, મનુશજાત સાથે ભલીભલાઇના કામો કરવાને અને તેઓના સારા વીચાર તથા તેઓની

દુવા મેલવતો રેહવા જેવી કોશેશો તેઓ કરયા જાય છે. પણ નીચ બુનીઆદના અને હલકાં મનના માણુસો એથી તદન ઉલતીજ ચાલ ચલાવે છે. તેઓ પોતાનાં પુછડાંઓને અને મતલબીઆ તથા ખુશામતીઆઓને પોતાની સાથે રાખી તથા ટુકડા ખવાડી પોતાની તારીફ તેઓને મોહડેથી સાંભલવાને ખાહેશમંદ રેહ છે! અને તેવા નીચ ખુશામતીઆઓનીજ વખાણથી સેવટે ખોદાતાલાની તરફની વખાણબી તેઓ પાંમી શકસે, એવા બેહુદા ખેઆલમાં તેઓ રેહ છે.

૨૨૦. કોઈબી જાતની સખતી અથવા કોઈબી જાતની વીપતી અને બદબખતી સર બબડવાને અને નીરાશીનો દમ મારવાને દાનાવ લોકો મના કરી ગયા છે, તે ઘણુંજ બરોબર છે. સબબ કે જયારે તેવી વીપતીનો કંઈ એલાજ નહી હોય, તયારે પેલું બબડવું અને નીરાસ થઈને ઓર પોતાના તનમનને ઈજા કરવાનું કામ તદનંજ નકામું બલકે ઓર વધારે પીડા ઊપજાવનારૂં થઇ પડે છે. પણ જયારે પેલી વીપતીનો કંઇબી એલાજ થઇ શકે તેવી હોય, તયારે તે ધીરજ અને સબર રાખેઆથીજ થઇ શકે છે, નીરાશી અને બબડાટ તથા ઘભરાટમાં પડેઆથી થઇ શકતો નથી.

૨૨૧. જે વખતે જે બનાવ બને છે, તે ખોદાતાલાની તરફના બનાબ તરીકે ગણીને, સબુરી અને નમંતાઇની ગરદન આપરે સદા નીચી રાખવી જોઇએ છે. અચબુચા અથવા કુદરતી બનાવ તે ખોદાની તરફના બનાવ મનાએ છે, અને તેથી કંઇબી ભેદ કે કંઇબી શાબબ વગરનાં તે બનાવ હોયજ નહી, એવું સમજવું જોઇએ છે. હવે જયારે તે ખોદાનીજ તરફના બનાવ ગણીએ, તયારે તે કંઇબી

પરકારે માઠા તો હોયજ નહી, સઘલી પરકારે ભલા અને ગુણગારા હોવા જોઇએ, કે જેનો અંતર ભેદ ઇનશાન જાતને એકાએક સમજાઇ શકતો નથી.

૨૨૨. આએ દુનીઆમાં જો સઘલાંજ ઇનશાન નેકી કરતે, અને સઘલાંજ ખોદાતાલાની ખરી ફરમાનબરદારીમાં પોતાની જીંદગી ગુજારતે તો, પેગમબરોનું કે દીન અને દાનાવોનુ કંઇબી કામ નહી પડતે,—અને આએ જેહાંનજ ગોઆ બેહશત બનીને, પેલી જેહાંનનાં બેહશત અને દોજખની વાત અને ભેદ તદનજ નાબુદ થતે.

૨૨૩. જેમ કસોટી જાણે છે કે શુનું કેવું છે, તેજ મીશાલે ચંચલ નરો પીછાંની જાય છે કે તરકતીઆ અને બુરાં કરતુકોવારા પઇસાદાર શખસોના હાલ શેવટે કેવા થવા જોઇએ. એવા શખસો હલકાં તથા ખુશામતીઆ અને લુચા શખસોની શંગતમાં ફરે છે, તથા પોતાના હાથ હેઠલ જે ચાકર નફરો રાખે છે તેઓબી અતીઘણી નીચ અને નઠારી ચાલચલણવારા હોય છે. જેમ એક પટાલ કુવો નીરમલ દવનાં પાંણીથી ભરાઈ સકતો નથી, તેજ મીશાલે એક વીખરાઇ ગએલા પાપી શખશનું હઇડુ કોઇબી જાતની ભલી નશીહતોથી અથવા શારી શહલાથી શુધરી શકતું નથી. પઇસાદાર શખસોમાં અકલ, દુરઅંદેશી, શખાવત, તદબીર, અને પરમાણીકપણુ જોઇએ છે, પણ આ કલજુકના જમાનામાં એ શીફતો ઘણાજ થોડા શખશોમાં હોતી શંભલાએ છે, તે વાત મોટી દલગીરી ઉપજાવનારી છે.

૨૨૪. દરીઆ કીનારાની શુકી રેતી અગર તમામ કીમતી મોતીઓ બને તોંબી જેમ એક બુરી દેઆનતનાં લોભીની આંખો

ધરાઈ શકે નહી, તેજ મીસાલે બુરા હવસવાલા કોઈ શખસનો શીક્ષક અથવા સાઠી કોઈ "લહુઓ" હોય, તેને બદલે જો કોઈ ફરેસતાઇ ખસલતનો શખસ તેનો સાઠી થાય, તોબી તે શખસની જાતી બદચાલ સુધરી શકે નહી. પણ જેમકે જાહેલ શખસોની ચાલ તેવોનું ભલું ઇછનારાઓજ સંધ જઘડો ઉઠાવાની હોય છે, તેજ મીસાલે અનીતીમાન પાપીઓ, ખરા નેક અને ખેરખાહ શખસો સાથેજ દુશમનાઇ અને બુરાઇ કરવાને તતપર રેહ છે.

૨૨૫. જેમ દારૂ સાથે કેફ હોય છે,—ગોલાબ સાથે કાંટા હોય છે,—શુખ પાછલ દુ:ખ હોય છે,—અને જીંદગી સાથે બુરી અજલની બીહીક હોય છે,—તેજ મીસાલે દોલત સાથે તરેહવાર જાતના જેહરી સરપો વીટલાયલા હોય છે અને જે શખસ તેવા સરપોનાં પેચમાંથી શેવટ સુધી પોતાને મોકલો રાખે છે, તેજ શખસ ખરો હુશીઆર અને ખરો ભાયગવંતો ગણાય છે.

૨૨૬. એક ભલા શખસનું ભલું ગાવામાં, અને એક બુરાને જાહેર રીતે વગોવવામાં ખરાં ગુનગારાં પરીણામ પડે છે. એકથી સારાં કામને ઉતેજન મલે છે, અને બીજાથી બદીનો અટકાવ થઇને બદકારાઓને ઘટતી સજાએ પોંહચાડી શકાએ છે. આ સંસારમાં ભલાઇનો વધારો કરવાનો અને સઘલા સંપજ તથા સોભાનો નીભાવ કરવાનો ખરો રસતો એજ છે.

૨૨૭. નીતી, તથા નેકી, તથા નમતાઇ અને તનમનની શફાઈ શાચવીને ચાલનારો શખસ સદા નુરાંની, તથા નીડર, અને નીરોગી રેહ છે. કોઇબી ચીજથી તે બીહીતો નથી, કે કોઇબી ચીજની તે

દરકાર કરતો નથી. પણ એથી ઉલટા ખવાશ ધરાવનારા શખશને સદાની હેરાંનગતી અને સરગરદાની ભોગવવી પડે છે. આ ભવમાં તેને ગમ અને શરમમાં રીબવું પડે છે,—અને પેલી જેહાંનમાં શદા કાલના જેહાંનમનાં દુ:ખને આધીન રેહવું પડે છે.

૨૨૮. જેમ એક બાગમાં, એક તરફ ખીલતાં સુગંદી ફુલો અને બીજી તરફ ગંધીલું ખાતર અને કાંટા કચરો રેહછે, તેજ મીશાલે આ દુનીઆંની નેઆમતના મધુર શુખ-શંપજની સાથે તરેહ-રેવાર જાતના રંગનાં જેહરી દંખોબી સદા વલગેલા રેહ છે. રાતનાં ઈંતેજારી ભરેલા ઉજાગરાથી જે હોરમત મેલવેલી હોય છે,—અથવા દીવશની દરદેશારી ખેંચીને જે દોલત હાંસલ કરેલી હોયછે, તે ઘણી વખતે સેહજ ગફલતીથી અથવા નધારેલા દગા ફટકાથી બરબાદ થઈ જાય છે.

૨૨૯. જેમકે એક બલતા દીવાનો કાકરો જેટલો વધારે ભપકાદાર ઉજાસ આપે, તેટલો તે વધારે જલદીથી બલીજલીને ખાક થઇ જાયછે, તેજ મીસાલે એક અધરમી અને અનીતીમાંન શખસ જેટલો વધારે ફુંફાં કરતો જણાય, અને જેટલી વધારે ગુરરાજી અને તેજી-તલખી બનાવે, તેટલો તે વધારે શેતાબીથી ફજેતી અને ખાકસારીમાં ગીરફતાર થાયછે.

૨૩૦. જેમ એક ખુની બીલાડાનાં માથાંમાં ફટકો મારીને તેને સજાએ પોહચાડયાને બદલે, જો ઓર તેની પીઠ પસવારીને તેની તરફ મોહબત દેખાડયામાં આવેતો, તે બીલાડો ઓર વધારે ઉસકેરાઈને, વધારે ખુનખારી ભરીયાં કરતુકો કરે, તેજ મીસાલે કોઇ પાપી શખસને

ઊઘાડો પાડીને ઘટતી સજાએ પોંહચાડયાને બદલે તેનાં કરતુકો પર ઢાંક પીછોડો કરયામાં આવે તો, આલમનાં બીજા નીરદોશ લોકોનાં હકમાં તે શખસ વધારે પીડાકારી ભરયાં કાંમો કરયો જાય, તેમાં સક નહી જાણવો.

૨૩૧. ખરો નેકબખત તે કે જે ભલા ઉદયોગથી મેલવેલો જર માલ બલી ભલાઈથી ખાએ ને ખવાડે, અને ખરો બદબખત તે કે હરામખોરીથી મેલવેલું ધન મુકીને મરણ પાંમે. ખોદાની તરફની મેહરબાની ભોગવનારો શખસ જયારે બીજા હાજતમંદ શખસો તરફ પોતાની મેહરબાનીનો હાથ નહી લંબાવે તયારે તે ખરો પાપી ગણાયછે. ખોદાની તરફની ખેરાત કંઈ હરામખોરી, કે એખલપેટાઇ, અને અનીતીમાં ખરાબ કરવા કીજેની નથી, પણ ભલાઓને મદદ કરવા કીજે, ઉદયોગીને ઊતેજાણુ આપવા કીજે, અને નાચારોપર નવાજેશ કરવા કાજે અપાયલી સમજવી જોઇયેછે.

૨૩૨. પાકીજગી, તથા નીતી અને પરમાણીકપણું વગરનો એક પઇશાવાલો શખસ, તે ગોયા આંખે આંધલો, કરમનો ફુટેલો, અને અકલનો હીણો ગણાયછે, સબબ કે નેકબખતી અને સવરગની રાહ પર ચાલવાની તેમજ બીજાઓને ચલાવાની રોશનીનું કઉવત પોતાનાં હાથમાં ધરાવયા છતાં, આડે મારગેથી નરકનાં ગારમાં પોતે જઇ ફસે છે, તેમજ બીજાઓનેબી ફસાવાની બદનાંમી હાંસલ કરેછે. કુદરતની રેહમતે પોંહચેલા શખસો, જયારે પોતાની તરફની રેહમદીલી અને શોકરગુજારી બતાવતા નથી, તયારે ખરી ભલાઇ અને મોટાઇનાં જાહાડ ઉપરનાં ફલો ચાખયાને બદલે, તે જાહડનાં પગ ઉપર ગોયા પોતેજ કરવત ફેરવવાનુ બેહુદાપણું બતાવતા જણાય છે.

૨૩૩. અનીતીમાંન તથા દગાખોર દોસતની દોસતી ઉપર ભરૂસો રાખવો, તે ગોયા સેંકડો યારવાલી વેશયાની વફાદારી ઉપર ભરૂશો રાખયા બરાબર છે. એક બદકાર માણુસને વખાંણુ કરીને અથવા ધનમાલ આપીને વધારવો, તે ગોયા ખુદ પોતાનીજ હોરમત અને દોલતની બરબાદી કરવા બરોબરછે. જે શખસ જાતેજ બદ અસલ અને બદ નસલનો હોય તેની સાથે ભલાઇ કરીને સારા ફેજની આશા રાખવી તે ગોયા આપણે ખુદ પોતાનાંજ હાથે પોતાની જોતી આંખમાં ધુલ છાંટવા, અથવા પોતાનાંજ ચાલતા પગમાં કોહરાડી મારવા બરાબરછે.

૨૩૪. નરમાસથી અને દાહપણુથી બોલીને શીખામણુ આપનારા ગરહસથ સાથે તુંદાઈ અને તાંણુટાર કરવી, તે ગોયા ભલું ઇછનાર સાથે બુરાઇ અને લડાઇની આગ સલગાવી ખુદ પોતાનીજ ઇજત અને દોલતની બરબાદી કરવા જેવુંછે. એક બદકારને મારવો અથવા રૂસવા કરવો, તે મલકનાં લોકોને એક જાતની પીડા અને આજાબમાંથી મોકલા કરવા બરાબરછે. એક દોસતની સાથે જો સારા એખલાસ ભરેલી દોસતી સાચવવી હોય તો, તે દોસતનાં દુશમનની સાથે દુશમનાંઇ, અને તે દોસતનાં દોસતની સાથે મીતરાચારી રાખવી જોઇયે છે.

૨૩૫. ફજેત થયલા એક ગુનેહગાર સખસે ચુપ બેસવામાજ પોતાની ખુબી અને સલામતી સમજવી જોઈયેછે. સબબ કે એવા સખ્ત તરફની જબાંદરાજી અથવા પતરાજી તે ખુદ તેની પોતાનીજ હસી મસકેરી અને ખાંનાખરાબીનો મુખ્ય પાયો થઇ પડેછે. આટલી વાત ખરી છે કે, ઇનશાનના શીખવયાથી જાતી ગધેડાં કંઈ બોલવા અથવા બાશાણુ કરવા શીખી શકતા નથી, તોબી જયારે તે

ગધેડાઓ કંઇ આડી ચાલ ચલાવેછે તયારે તેઓની પીઠ ઉપર ડીંગો-લાઓના ફટકા પડવાથીજ પોતાના ધણીની તાબેદારી કરવા અને પાધરે રસતે ચાલવાને શીખેછે.

૨૩૬. આકાશપરનો શઉથી વડો ફરેશતોબી, બદ ખશલતના સેતાંનની શંગત અને મશલતમાં રહેઆથી, નાફરમાની, નીમક હરાંમી, લુચાઇ, ઠગાઇ અને તરકત કરવાને શીખયો હતો, તયારે ટુક સમજનો કોઇ ઇનશાનજાદો, જો કોઇ બદકારોની શોબત અને દોશ-તીમાં ફરે તો, બુરાઇ અને લફંગાઇ શીવાય બીજા શારા ગુણોની આંશા તેનીથી કેમ રખાઇ સકાય? બદની શંગતમાં નેકીની આશા રાખવી, તે ધાટકી વરૂ બચાથી માયા અને મેહરબાનીની વકી રા-ખવાનું બેહુંદાપણું બતાવયા બરોબર છે.

૨૩૭. ટુટેલાં દોરડાં, ગાંઠ વગર સંધાતાં નથી. ટુટેલાં દીલનાં ખાલી ખોખાંમાં, ખરા મોહબતનો માવો પાછો દાખલ થઇ શકતો નથી. ટુટેલાં દીલની નમનતાઇ અને કાકલુડી કબુલ રાખવા જોગ ગણાતી નથી. હાર ખાધેલો અથવા હારમાર થએલો શખશ જે-યારે આજેજી કરે, તયારે તેનીથી વધુ ચોંકેલા અને વધુ હુશીઆરીમા રેહવું જોઇએ છે. એક વખત દગો કરનારાં સખસ ઉપર પાછો ભરોશો લાવવો, તે ગોયા આપરૂં ગલું રેહંશનારી ધાટકી છરીની ધાર ઉપર મોહબતનો પંજો મારીને જખમી નહી થવાની બેહુંદી આશા રાખવા બરાબરછે.

૨૩૮. વેરસી મુદઇથી માયા અને મોહબતની આશા રાખવી તે ગોયા કરૂર ખવાસના વરૂની સાથે દોસતીનાં પંજાંને લંબાવવા

બરાબર છે. જેમ કાટેલ તલવારની નોક ઉપર મુઠી મારી બહાદુરી બતાવવાની કોસેશ કરવી તે સરફ મુરખાઇછે, તેજ મીશાલે એક અધરમી અને ધાટકી શખશ સાથે કામ પારીને ભલાઇની અથવા પરમાણીકપણાની ઉમેદ રાખવી તે ખરી દેવાનગીછે.

૨૩૯. એક બખીલ જેમ હકતાલાની નેઆમતનો ચોરછે, તેજ મીશાલે લખલુતપણામાં ગીરફતાર થએલો અનીતીમાંન સખસ બેઉ દુનીઆંનો તકશીરવાર અને આએ શંસારની આબાદાનીનો દુશમન ગણાયછે. ખરા નેક અને નીતીમાન શખશો હર તરહાંની સખતી અને મુસકેલીને વખતબી પોતાનાં જીગર શંતોસ ભરેલાં રાખેછે. પણ ખરા બદકારો, બાહેરથી દીસતી પુર આબાદાનીના વખતમાંબી ગમગીન અને ચીનતાતુર રહીને, પોતાના સર નીચી ખાક તરફ રાખીને દુખીયારી હાલતમાં ફરેછે.

૨૪૦. રોટીને ખાતર ખુશામત કરવી,-અથવા ચાકરીને ખાતર આપઅખતીઆરી વેચવી, અથવા ખોટા લોભને ખાતર પોતાનો ભરમ અને શરમ ખોહી બેશવું, એ સરવેમાં એક જાતનું હલકામાં હલકું નીચપણું છે. દોલતને ખાતર દેઆંનતદારી વેચવી, અથવા દુનીયાંદારીને ખાતર દીનદારીનો ભોગ આપવો, તે કામ અકલ તેમજ શરીઅતનાં ધારા મુજબ અજીમ ગુનાહ ભરેલું ગણાયછે.

૨૪૧. વગર મા-બાપનાં રાંક બચાંઓનુ પાલણ પોશન કરવામાં, તથા ખરા દુખીઆરાઓનાં દીલની આંખો મધેના આંશુ સફકતની રાહે લુછી નાખવામાં, અને ખરા નીરદોસોનાં ચેહેરા ઉપર

ચોહટેલો ગમગીનીનો મેલ, મેહરબાંની અને શાએસતગીના હાથથી સાફ કરવામાંજ બેઉ જીવનુ ઓતમમાં ઓતમ શુખ અને સોભા છે.

૨૪૨. ખરો નેકબખત તેજ શખસ કે જે પોતાની આબાદીનાં વખતમાં, પોતાના હાથ મધેની અલફાતુ નેઆમત, બીજા ખરા હાજતમંદ શખસોની હટેલીમાં મુકતો રેહે. જે દોલતમંદો એમ કરવાની ગફલતી કરે છે, તેઓ સેવટે પોતાના હાથ મધેની નેઆમતને બેજાલત અને લેઆંનતની ધુલમાં પડતી મેલીને, ગમગીનીનાં દાંતથી પસતાવાના હાથનો પોંહચો કરડતા ચાલયા જાય છે. ગમની તલવારથી જખમી થએલાં જીગરો ઉપર ખરી રૂહુજનો મલમપટો બાંધવાની કોશેશ કરવી, તે ગોઆ આ ફરતા જમાનાંની ધાટકી તલવારનાં કોઇ દીનનાં અચણુચા ફટકાની સામને, સલાંમતીનો વીમો ઉતારી રાખવા બરોબર છે.

૨૪૩. બાપની મેહરબાનીના ખુબીવંતા છાંએઓ વીશે બોલતાં એક પરખયાત દાનાવ એમ જણાવી ગીઓ છે કે,—“જયારેહું માહરૂં પોતાનું માથું, માહરા બાપની પનાહની બગલમાં રાખનો હતો, તયારે માહરાં સર ઉપર ખરી ઈજત અને રાહતનું તાજ દીપકતું હતું, અને એ વખતે જો એકુ માખ વટીક માહરા બદન ઉપર બેસતીતો ઘણું જણુ દીલથી આજુરદા થઈ તે માંખને હાંકી કાહડવા સારૂં ગોઆ દોડાદોડ કરતા હતા. આહ! પણ હમણાં જયારે હું માહરા બાપનો શાએઓ બોહી બેઠો છેઉં, તયારે જો કોઇ શખસ મહને પાંદીખાનાનો બંધવો કરે, અને હજારો ચાંચર-માકરો માહરા બદનની ખાલમાં લોહી ભરયાં શુરાખો પારે, તોબી કોઇ રફીક કે દોશત માહરી મદતે આવે નહી.”

૨૪૪. ખરો નેક બખત તે તેજ શખશ કે જયારે કોઇ ગરીબને, કે કોઇ હાજતમંદ શખસને ગુપટ રીતે કંઇ આપે છે, તયારે તે એવોજ વીચાર કરે છે કે, મબાદા કોઈ દીન એકાએક એવોબી આવી જાયકે તેને પોતાની દોલત ખોહવી પડે અને મોતાજ થઇ પડે તો, બીજા માતબર શખસોબી તેવીજ રીતે તેની કદર ખાય, અને તેની દાદખાહીએ પોંહોચે. પણ ખરાં શુમ બખતનો તે પેલો શખસ જાણવો કે જે એક અરધીની કીમતની મતા કકલી-ફકરીને આપે, અને તેનુ હજાર રૂપીઆની બખશેશ જેટલું એહશાન થયલું ગણીને, બુંમ બરાડા મારતો ફરે.

૨૪૫. જેમ વગર જડનુ ઝાહાડ હરગેજ ફુલ ફુલ આપે નહી, અને હલીઆરીની નીરમલ ખુશનુમાઇ બખશે નહી, તેજ મીશાલે ખરાં શકતીવાન શખશની મદદ વગર એક અસકત માણસ નીભી શકે નહી, તથા એક નાચારને ખુશી અને સોખ હાંશલ થઇ શકે નહી. શખી દશતોના શાએઆ વગર દુ:ખીઓનાં દીલ ઉપરનાં ગમની આતશી હરારત શીતલ થઇ શકતી નથી, તથા ખરા મોતાજોના મોહડાં ઉપરની ઈંતેજારીની અગનીની ગોબાંર દફે થઇ શકતી નથી.

૨૪૬. સેંકડો અને હજારો લોકો જયારે તાહરીથી કોઈ ચીજની ઉમેદવારીની ઇંતેઝારી રાખે, તયારે તું મગરૂરી અને તુંદાઇ નો કરતો, પણ તે ખોદાંતાલાની દરગાહમાં શર નીચું કરીને શોકર ગુજારી કરતો રેહજે કે, બીજાં કોઇ ઇનશાંનથી તેવી ઈંતેજારી અને ઉમેદવારી ચાહવાની હાલતમાં તુને પોતીને રાખેલો નથી. કોઈ ચીજનો ઉમેદવાર શખશ ગમે એવીબી બદ ખશલતનો હોય તોબી

અપમાનથી અને તુછકારથી તેને તાહરી આગલથી હાંકી કાહડવાનો તુને હક નથી. શમબકે તું હરદમ અને હર ઘડીએ જોતો હશે કે તે દયાલુ પરવરદેગાર ભુંડાને તેમજ ભલાને એક શરખી રીતનીજ રોશની, રોજી અને અન-પાણી દરરોજ પોંહચાડેયો જવામાં કંઈબી ફરક રાખતો નથી.

૨૪૭. કોઈબી ભલી દીનમાં એવું ફરમાન હોયજ નહી કે અકલમંદ સખશોએ દુનીઆદારીને ખાતર દીનદારીનો ભોગ આપવો પણ આજના અકશર પારસી ભાઇઓની હાલત અને હીલચાલ જયારે સવદેશી તેમજ પરદેશી દાનાવો, ખરી ધીરજ અને દુરઅંદેશીની આંખોથી તપાશેછે, તયારે દલગીરી શાથે એવોજ સાર કાહડે છે કે, દીનદારીની પહરેજગારી તરફના નીરમલ ચાહ કરતાંને દુનીઆદારી હવશો અને મોજ મજાહો તરફની ગલીચ મોહબતમાં તેઓ ઘણા વધારે ગીરફતાર રહેછે. ઇઆને પવીતર દીનદારીનુ હવે પછેનુ જાવેદાનનુ શુખ, આ ભવની તકલીફી અને પલીદ મોજમજાહને ખાતર વેચી નાખવાની બેવકુફાઈ બતાવતા રહેછે.

૨૪૮. એક શખશની દોલતને જેમ હાથના પરદા હેઠલ, અથવા ટાળાં-કુચીના કબજા હેઠલ ડાબી રાખવી હરામછે, તેજ મીશાલે અનીતીનાં પવનનાં જપાટામાં તે દોલતને ઉરાડી દેવાનુ અથવા બીજાં હરામ કરતુકોનાં વમલમા દુબાડી દેવાનું કામબી મોટા ગુનાહ ભરેલું ગણાયછે. ખરા નાચાર બેચારોના મંડલમાં જે શખશનીં દોલતની વેંહેચણી થાય, અને ખરા અશો તથા ભલા મરદોની દુઆ અને આશીરવાદના શાયા હેઠલ જે દોલતમંદનું જીવતર ગુજર પાંમે, તેજ

દોલતમંદ શખશને ખરો ભાગયશાલી અને બેઉ જેહાંનનો ખરો શુખીયારો જાણવો.

૨૪૯. જેમ આતશમાં ભુંજેલાં અનનાં દાનાંનું ઉગવાનું અને ખીલવાનું જાતી જોર નાબુદ થઇ જાયછે, તેજ મીશાલે દુનીઆઇ હવસો અને બદકારીઓની ભઠીમાં ગીરફતાર થયેલો શખશ પોતાનાં અસલ આતમા ગનયાંનનું નીરમલ જોર ભસમ કરી બેસેછે. એજ સબબને લીધે દાનાવ લોકોની નજરમાં, બદન ઉપરની આંખ વગરનાં આંધલા શખશ કરતાંને, આતમાં ગનેઆનની આંખ વગરનો આંધલો શખસ સઉથી વધારે હીણ અને વધારે અકરમી ગણાયછે.

૨૫૦. પાકીજેહ ગનયાંનના અને સવતંત્ર હાલતનાં શખશો અંતીઅણી મુશકેલીના વખતેબી એકમત થઇને, બેલાઓ રોકવા હીમત બતાવી શકે છે. પણ ખરા અગનેયાનીઓ અને તાબેદારીની જુંહુંસડી હેઠલ વેઠ કરનારા બલડીઆઓ, અનેક પરકારનાં મતો બાંધીને, ગમ તથા ધભરાટની તાણના જુદા જુદા મારગો તરફ તાણાઈ અને વીખરાઈ જાયછે.

૨૫૧. એક ઉસતાદે પોતાનાં દીકરાને શીખામણ દેતી વખતે એમ કહયું હતું કે એ બેટા, તાહરાં કરતાંને વધારે કાબેલ અને વધારે ચાલક શખસં સાથે બાથાબાથી કરતો રખે, અને તેની ઉપર અનુઘટતી રીતનાં હોમલા કરતો રખે. શબબ કે જેમ જંગલમાંની જાહડીમાં આતશની ચીંગારી નાંખી તેને સલગાવી દેતાંવારજ ગુસાભરેલા વાઘો મેદાંન પડીને, પેલા ચીંગારી નાંખનારને ફાડી ખાય છે,

તેજ મીશાલે પેલો કાંમેલ શખસ જોશમાં આવીને, પેલા અનઘટતી રીતથી છેડતી સોધનારા મુરખોનાં પીછેપીછાં વેરી નાંખે છે.

૨૫૨. બીજા શખસનાં હકમાં અનઘટતી રીતની બુરાઇ કરી, પોતાનાં તન અને જાનની, અથવા ઇજત અને કીરતીની સલાંમતી ચાહવી, તે ગોયા એક નબલાં ઘેરની દીવાલનો પાયો ખણીને ડબાઈ નહી મરવાની બેવકુફાઇ ભરેલી આશા રાખવા જેવું છે.

૨૫૩. જેમ આસમાંનની તરફનો ગજબ પડે તયારે શેહરનાં હાકમ તથા શીપાઇની પનાહ અને મદદ કશા કામમાં આવી શકતી નથી, તેજ મીશાલે, એક શખસને પોતાનાં કરતુકનાં વાવેલાં બી નાં ફલો ચાખવાનો હીંગામ જયારે કુદરતી રીતેજ આવેછે, તયારે તે ફલો ચાખવા શીવાય તેનો છુટકોજ રેહતો નથી, પછી તે ફલો બેહશતનાં આડપરનાં જેવાં મધુર હોય, કે દોજખનાં ગારમાંની ઉપતીનાં જેહરે કાટેલ જેવાં કડવાં હોય.

૨૫૪. ખરા નીરદોશોને દુઃખી કરવું તે ગોયા ખુદ આપણા પોતાનાં હકમાં દુઃખ અને ગમની ચાહ ખોદીને સદાકાલ તલક રીખવા જેવું છે. આપણી ભલી અને પાકીજે વરતણુકથી જયારે આપણા દોસત આશનાંઓનાં જીગરો ખુશાલીથી જલેહ ભરેલાં રાખયે છઇયે, તયારે ચોકસજ એમ જાણવું કે આપણાં મુદઇઓની આંખો આગલ ગમનો ભયંકાર કાલાશ વીટલાઇ જયા વગર રેહશે નહી.

૨૫૫. આએ જીંદગીમાં, તેમજ પેલી જહાંનમાં, જો કોઇબી ચીજ આપથી પોતાની તરીકે આપણે રાખી શકીશું તો તે ચીજ તે

આપણી કરણી છે. સારી ઈયા માઠી કરણી પરજ માણસનાં સુખ ઈયા દુ:ખનો આધારછે. એક શખસનાં વીચાર ગમે એટલા ખરાબ અથવા સારા હોય, પણ ફકત વીચારથીજ પાયદાર પરાણામો નીપજી શકતાં નથી. ખરાબ વીચારનું રોગીશત જેહર ફેલાઈને જેમ મોટી પીડાકારી ઉતપંન કરી શકતું નથી, તેજ મીસાલે સારા વીચારનાં ફલોથી ખરી આબાદી કે સુખશાંનતીનો ઉપદરવ થઈ શકતો નથી. માઠાં ભાયગથી આપણે દોલત ખોહી બેશીયે છીયે. કોઇનાં કાટથી આપણી આબરૂને દાહગ લાગી શકેછે. કોઇ રીતનાં આફતથી આપણ હીમત ખોહી બેશયે છીયે. કોઇ રીતનાં દરદથી આપણી તંદરૂસ્તી બરબાદ થઇ શકેછે. અને મોહત તથા કંકાસની જુદાઈથી આપણ આપણા મીતરો ખોહી બેશયે છીયે. પણ આપણાં કરતુકને કોઇબી ચીજથી આપણ ખોહી શકતા કે જુદાં પાંડી શકતા નથી. અથવા આપણાં કરતુક આપણી શંગત કબુબી છોડતાં નથી. એટલાજ કીજે આગ્મે દુનયાંની સઘલી ચીજો આગ્મે દુનયાંમાંજ રહી જાયછે, તયારે ફકત કરતુકજ આપણાં મરણની સાથે આપણો સાહી થઈને પેલી જે હાંન તલક આવેછે. સેવટનાં સુખ ઈયા દુ:ખની દરબારમાં દાખલ થવા કીજે આપણાં કરતુકજ આપણી ખરી શરટીફીકેટ અથવા "Title deeds" છે, કે જે પેલા નયાધીશને તયાં "રેજીસટર" કરી રાખવાં પડેછે.

૨૫૬. જેમ એક જાહાડપરથી કોઇ વખતે પાતરાંઓ વટીક ખરી જઇને તે તદનજ નાંગું અને શુકું થઇ જાયછે, તેમજ કોઈ વખતે ફુલો અને ફુલોથી ભરપુર થઇને તે રલીઆંમનું તથા સંગાર ભાર રેહછે. તેજ મીસાલે માણસનીબી જીંદગી છે. બુરાં કરતુકોની

ચીંગારીથી કોઈનું ભવીશ બાજે વખત બલીને તદન ભશમ થઇ જાય છે,-પણ ભલાં માણસનું ભાએગ, જેમ આફ્તાબ કાલી વાદલી હેઠલ છુપે છે, તેમ કોઈ વખતે સીહા જાંહાપ હેઠલ આવે છે ખરૂં તોબી જેમ પેલો આફ્તાબ પાછો પુર જહલકાટ સાથે બાહેર પડે છે, તેમજ ખરો ભલો માણસબી જુજ વખતમાં પાછો ખીલી અને દીપી નીકલે છે.

૨૫૭. અદેખાઓ અને જાડેલોનાં જીગરનો આતશ ખરા દાનાઓની દાનાઇ અને ધીરજનાં પાણીથી એવી રીતે બુજાઇ શકે છે કે ફરીને ગરમી પકડવાની તેઓમાં તાકાત રહી શકતી નથી. ગરીબાઇના ગમની અંધારીમાં કોઇબી શખશે બંદાને હારી ખાવું નહી જાઇએ. સબબ કે આગલા દાનાવોના કોલ મુજબ ખરા ખુશાલી અને નેકબખતીનાં આબેહઇઆતનો ઝહરો ભએંકાર અંધારાંમાંથીજ વેહે છે.

૨૫૮. કોઇ તરકતીઓ જો તરકત કરે અથવા અચબુચો દગો અને વીશવાશઘાત કરે તો, એ ભાઇ તું હરગેજ નબલો અને નીરઆશ નો થઇ પડતો. શબબકે શીહા રાતનુ પેટું, બામદાદની રોશની સાથે ખીલનારા તરેહવાર જાતની આશાઓથી અને બનાવોથી ભરેલું રેહછે. જેમ અંધારી રાત, જહલકાત ભરેલા દીવશને દર વખતે જનમ આપેછે, તેજ મીશાલે મુશકેલીની પાછળ આસાંની, અને રંજની પાછલ ગંજ, અને ગુનાહની પાછલ સજા સદા ચાલુજ રેહે છે.

૨૫૯. જે શખશ શરકસી તથા અનીતી અને અભેમાનીમાં

ગરકાવ રેહછે તે ખુદ પોતાના પ્રાણનું શવતંત્રપણું ખોહી દઇને, બેગાના શખસોની ગોલામગીરીની વેહનાં કેદખાનાંમાં આજાબ અને બેઇજતી ભોગવતો થાયછે. પણ જે શખસ હરામ ઇલતના હાથમાં પોતાના પયારા જાનની લગામ નહી જવા દેવાની શંભાલ રાખતો રેહેછે, તે શખશ ખરો અકલમંદ, તથા ખરો બાહદુર અને ખરો સરફરાજ ગણાયછે. જે શખશ પોતાના પલીદ હવસો ઉપર ફાવેલો નહી રેહે તેની ઉપર નીચમાં નીચ અને નબલામાં નબલી એક લોંકડી જેવું પ્રાંણીબી ફાવી જઇને શાહેબી કરે તેમાં શક નહી જાણવો.

૨૫૦. નીરાશ થયલા શખસે, આવતી કાલની ફીકરની આગથી પોતાનું તન અને મન બાલવું નહી જોઇયે, સબબ કે જેમ અંધારી રાતનું પેટું દીલકસ રોશનીથી સદા ગરભવંતું હોયછે, તેજ મીસાલે મુશકેલીની પાછલ આશાની, ગમગીની પછવાડે ખુશાલી અને નાંઉમેદીની પાછલ ઉમેદનું બર આવવું સદા ચાલુજ છે.

૨૬૧. એક ગરીબ શખસની ઓરત જયારે ખુબસુરત, ઉદયોગી, ફરમાંન બરદાર અને પહરેજગાર હોયછે, તયારે તે મરદ ગોયા પાદશાહ કરતાંનેબી વધારે શંતોશી અને કરારવંતો રહી શકેછે. પણ નાંફરમાંન, ચીબાવલી, ટચાક અને અનીતીમાંન ઓરતનો ધણી એક શાહંનશાહ જેટલી દોલત અને દબદબો ધરાવનારો હશે, તોબી એક કંગાલ દુખયારા શખસની હાલત કરતાંને વધારે સારી હાલત ભોગવી નહી શકશે.

૨૬૨. જે શખસ મધરાતની વખતે ખરા અંદેશાનું તેલ પોતાનાં તન મનમાં બાલવાની કોશેશ કરતો રેહછે, તેજ શખસ સેવટે

ફીરતી અને નેકબખતીની ગેરાગની રોશની જોવાને ફતેહમંદ થઇ શકેછે. ફીરતીનું વધવું અને નેકબખતીનું ખીલવું કંઈ બદનનાં બલથી કે પંજાનાં જોરથી થતું નથી, પણ તે ખોદાતાલાનીજ બક્ષેશ ઉપર આધાર રાખેછે, અને ખોદાતાલાની બક્ષેશનો પડછા, અંધારી રાતનાં અને એકાંતવાશી જગા પરનાં ખરાં અંતઃકરણની નીરમલ માંગણી શીવાય કોઇબી પરાંણીને મલી શકતા નથી તે ખુબ યાદ રાખવું.

૨૬૩. આશમાનની મરજી, જયારે દોલતનુ સુખ અને હોરમતની બુલંદી આપવાની નહી હોય, તયારે ફંનકરેબના ફાંદામાં, કે કઉઅતદાર પંજાના કબજામાં તે આવી શકનાર નથી, તે સત જાણજો. એક કીડી ઘણુ નાકઉઅત જાનવર છે તેને, તેમજ એક વાઘ અથવા શાહીં ઘણુંજ જબરદસત પરાંણી છે તેને, તે ખોદાતાલાનુંજ કઊઅત અને મેહેરબાંની એક સરખી રીતની રોજી-રજક પોહચાડેછે. નબલું જાણીને હારી ખાવાનો અથવા જબરૂં જાણીને મારી ખાવાનો ખેઆલ જે શખસ રાખે તે શખસને મોટી ભુલથાપ ખાતો સમજવો.

૨૬૪. લોકો કહેછે કે શુનાંથી હરએક ચીજ ખરીદ કરાઈ અથવાં આપણાં અખતયારમાં લેવાઈ શકેછે. પણ નહી, સઉથી ઓતમમાં ઓતમ માશુકનું દીલ હાથમાં લાવવું હોય તો, ઈયાને પરવરદેગારની મેશારબાંની અસર મેલવવી હોય તો, તે શુનાં અને બીજાં જર જહવેરૂથી મેલવી શકાતી નથી, પણ ખરા અંતઃકરણની આજેજી અને નીરમલ મનની બંદગી અને સેતાએશ કીધાથીજ મલી શકેછે. દુનીયાઇ દોલતની માશુકનો દીદાર મેલવવા પાછલ ગંમ અને રંજથી

પોતાની જીંદગી કડવી કરીને ઘણી વખત ઉદાસી અને નીરાશીમાં મરવું પડે છે. પણ ખોદાતાલા જેવી અપરમપાર ગુણવંતી માશુકનો એખલાસ હાંસલ કરવા પાછલ ઘણી સબુરી અને ઘણી જંજાલી ખેંચવી પડે છે ખરી, તોબી તેનો ખરો તલબગાર સેવટે દુખયારો અને ના ઉમેદ રહી શકતો નથી.

૨૬૫. ખોદાના હોકમ મધેથી ખંચી જવાની કોશેસ કરવી તે મુરખાઇ છે. કીસમતનો લેખ તે કુદરતનાં હાથે જેવો ચીતારેલો હોયછે, તેવાજ ભોગવતામાં આએ સંસાર સરવે કોઇએ પસાર કરવો પડેછે. જેમ કીનારા વગરના દરીઆમાં ગમે એવો અથંગ તરનારબી હારી ખાઇને દુબી મરેછે, તેજ મીશાલે વગર હદના ખુદરતી ભેદ ભરમોનાં પરદાનાં ઢાંકણા હેઠલ, ગમે એવી તીક્ષણ બુધીનાં ફીલસુફોબી ગુચવાઇ–ગુંગરાઇને હેરાંન થાયછે.

૨૬૬. બેઉ જગતનાં ઉસતાદની કરાંમતી કલમે ચીતારેલા ચીતાર જો કોઈ એક ઇનિસાનની સમજમાં ઉતરી શકતે તો, તે ઇનસાનજ નહી રહેતે. એક શખસની હાલત માંડી હોય અથવા આબાદ હોય, પણ જયારે કજાનાંજ લેખની હદમાં આવી ચુકેલી હોય, તયારે તે કોઇબી ઉપાયોથી અટકી કે ફેરવાઇ શકતી નથી. તેવા લેખમાં ફેરફાર કરવાની અથવા તેનો અટકાવ કરવાની કોશેસ કરવી, તે ગોયા ખોદાતાલાની બરોબરી કરવાનો અથવા તેની સામને શરીફાઇનો દાવો ઉઠાવાનો બેહુંદો ફાંકો રાખયા બરાબર છે. સાધારન સમજના માણસો પોતાનીજ આંખોથી જોઈ કોઇબી ચીજનો ભેદ ભરમ પાંમી શકતા નથી. પણ ખોદાની મારફતે પોંહોચેલા

નેકબખતો તેનીજ બક્ષેલી આંખોથી જોઇને, સઘળી ભલી-બુંડી બાતમીનો ખરો સાર સમજી જાયછે, અને તથી તેનાંજ કીધેલાં ઉપર શોકર ગુજારી કરેછે.

૨૬૭. એક ઇનિસાન કોઇ પરકારના કેહેરમાં આવીને બીજા કોઈ ઇનસાનની રોજી રજક બંધ કરવાની ગુમરાહી ઉપર ઉતરી પડતો ઘણી વેલા નજર આવે છે. પણ તે ખોદાતાલા કોઇબી જાતનાં કે કોઇબી હાલતનાં સખસની સામને, પોતાની તરફની રોજી રજકનાં અને નેઆમતની બક્ષેસનાં દરવાજા હરગેજ થઇને બંધ કરતો નથી. અને દરેક ઇનશાને ખુબ યાદ રાખવું જોઈયે છે કે, જો તે દાતારજ પોતાની નેયાંમત અને બક્ષેસનાં દરવાજા બંધ કરે તો, કોઇબી પ્રાણીની, કે કોઇબી ફીલસુફ અને ફરેસતાની તાકાત નથી કે તે ઊઘાડી શકે.

૨૬૮. એક બેવકુફ દીકરાએ જયારે પોતાના બાપનેં ઘણોજ હારૂમાર થતો અને ઢકેલા-પછાડા ખાતો જોયો તયારે તે બોલયો કે એ બાવા, તમો જરા એકાંત જગા ઉપર આસાએસ લેવો અને એટલી બધી જંજાલી પાછલ જીવ ના પટકયા કરો. તયારે પેલા બાપે જવાબ દીધો કે એ નીમખહરામ બેટા, જો તે ખુદરતી કજાના હોકમની લગામ મારાજ હાથમાં હોતે તો, મારાં સુખ સંપતની ઈમારતનો પાયો ધસી જવા નહી દેતે, તથા મારી દોલત અને ઇજતની કીસતીને ફના અને ફજેતીના ખરાબા ઉપર ઘસડાઈ જવા દીધાથી અટકાવતે. પણ જો કીસતીને કજાનીજ દોરી ફનાના વમલ તરફ ઘસડે તેને ખોદા સીવાય, કોઇબી નાખોદા અટકાવી શકે નહી.

૨૬૯. દાનાવ લોકોએ અકલને બે ભાગમાં વેંહચેલીછે. નીતીરૂપી અકલ અને રોજગારરૂપી અકલ. નીતીરૂપી અકલનો ઘટની રીત ઉપયોગ કરનારને બેઊ જેહાંનમાં સુખશંપજ અને સોભા તથા સરફરાજી હાંસલ થાયછે. પણ રોજગારરૂપી અકલનાં વાપરવાશમાં અકસર કરીને દુનયાઈ લોભ અને મમતાની અશર હોયછે તેથી તે અનેક પરકારનાં ફેશાદનું અને અપકીરતીનુબી મુલ થઇ પડેછે. અકશર મનુસ જાતનાં "દીલનાં દેશ ઉપર રોજગાર રૂપી અકલનોજ અમલ ચાલુ રેહછે" અને તેથીજ નીતીરૂપી અકલની અસર હમેશાં કમઈયાબ અને કમતી અસર ઉપજાવનારી જણાય છે. નબલા બાંધાનાં માણસને તે પરવરદેગારે અકલનું કુઉવત એટલા કીજે આપયું છે કે હરએક પરકારનાં દુ:ખ અને દેહશતની વખતે તે પોતાનાં બંચાવની તદબીર કરી શકે કારણકે સઘલાં પ્રાંણીઓની પેદાસ ઉપર, માણુશની અકલનીજ પેદાશ સઉથી વધારે ઓતમ અને સઉથી વધારે સરફરાજી ધરાવનારીછે.

૨૭૦. એક દાનાંવ એમ જણાવી ગયોછે કે, ચુગલીખોડ તથા જુઠા શોગન ખાનારા અને જુઠી શાક્ષી આપનારા માહ બદકાર અને પાપી ચડાંલ શખસ કરતાંને બીજો કોઇબી શખસ વધારે ઊંધા બખતનો, કે વધારે બુરી બદનાંમીવારો ગણાવો નહી જોઇએ: બે દોસતોની વચે ખરી જુદાઈ, તથા ભલા શખસોનાં હકમાં ખરી બુરાઈ, અને મંડલીનાં અથવા એક કોમનાં લોકો વચે ભયભરેલી ખડાકારી અવાજ અનીતીમાંન સખસથી ઉતપન થાયછે. બે શખસોનાં જીગરો વચે આગનું બલતું સલગાવીને, ખુદ પોતેજ બલીજલીને ભશમ થવું તે વશીઓ ખરા તરકતીઆ અને ખરા ચુગલીખોડનો છે.

૨૭૧. ખુશામત ખોરોઓની જુઠી વખાંણુનાં અવાજની લેહરથી

એ'ચાઈ જઈને બદલાંમી તથા નખોદનાં ગારમાં ફ્રશી પડયાનાં કરતાંને, હુશીયારી ભરેલું બેહેરપણુ અખતયાર કરી, ભલા લોકોને મોહડેની સાચી ગીબત અથવા એબની વાતો શાંભલીને પોતાની ચુક અથવા ચાલચલણ શુધારવામાં અનેક ફાયદા છે. પોતાનાં ગુનાંહને યાદ કરનારો અને મધગાતની વખતે ઊઠીને પશતાવો તથા બંદગી કરનારો શખસજ ખરો શુખી અને નેકબખત થઈ અથવા રહી શકેછે.

૨૭૨. કેહવત છે કે "બાપ મુંકે, પણુ પાપ નહી મુંકે," યથા ને એક દીકરો જો પોતાનાં બાપની તરફ બદચાલ ચલાવાની અથવા નાંફ્રરમાંની કરવાની તકશીર કરે તો, તે બાપ કદાચ પોતાની તરફ્રની ભલાઈથી દીકરાની તરફ દરગુજરની અથવા રેહમદીલીની નજર બતાવી શકે. પણ પાપ કોઈબી શખસને છોડતું નથી, અને કંઈબી પરકારની દરગુજર કરતું નથી. પાપની સજા ચોકશજછે, અને તે સજા કયાંથી અને કયારે આવી પડશે તબી તે બુરા પાપી શખસને જણાઈ શકતું નથી. શવાબ કીજે બખ્ખશેશ, અને પાપ કીજે શીક્ષા, તે કુદરતી કાયદો છે, અને સઘલી ચીજો બદલાય છે, પણુ કુદરતનો કાયદો બદલાતો નથી, એટલી વાત સરવે કોઈએ ખુબ યાદ રાખવી.

૨૭૩. ઘણા વરસો સુધી જેહમત અને ઉજાગરા કરી ખોદાની બંદગી કરનારા એક દુઃખી પણ દાનાંવ શખસને તેનાં એક રફીકે કહયું કે, એ ભાઈ હવે તું એથી હાથ ઉઠાવ અને બીજાં કામમાં મશગુલ થા, શબબ કે ખોદાની રેહમનાં દરવાજા તારી સાંમને તદન બંધ થયલા દીશેછે. પેલા દાનાંવે જવાબ દીધો કે એ નાદાન તે ખોદા કદાચ મને તજી દીયે, પણુ મારાથી તેને કેમ છોડાય!

તેનો પીછો છોડવાને તયારેજ નાંઉમેદ થવશ કે જયારે તેનાં જેવો કોઇ બીજો મને દેખાશે અથવા મલી શકસે તયારે. પણ જયારે હું જાણુંચ કે મારી દુવાને કબુલ રાખવાનું અથવા મારૂં માંગેલું આપવાનું સામરથ તે ખોદાનાં કરતાંને કોઇબી બીજી ચીજમાં નથી, તયારે તેનાંજ દરવાજા આગલથી કોઈ બીજાને તયાં જવું એ અકલથી ઉલટું છે.

૨૭૪. એક મરદનાં માથાંનો ખરો સંનગાર કંઈ જરની પાઘડી કે કસબી ટોપી નથી, પણ પાકીજે સમજ અને નીરમલ અકલછે. જરનુ તાજ પેહડનાર બેવકુફ રાજા કરતાને, ફાટો તુટો ફેંટો માંથે બાંધનારો એક ખરો દાનાવ શખસ વધારે મોટાં માંન અને વખાણને લાએકનો ગણાઇ શકેછે. મોટી દાહડીવાલા અને પચાસ હાથની લાંબી પાઘડી પેહડનાર એક જાહેલ કાજી કરતાંને, ઊઘાંડે માથેનો અને વગર દહાડીનો પણ ખરો એલમ-હુનર જાંનનારો એક દરવીશ હજાર ઘણો વધારે લાયકીવારો ગણાયછે.

૨૭૫. પોતાનાં હુનર અને દરજાનાં અંદાજા મુજબ, દર એક શાખશે હરએક મંડલીમાં પોતાની જગો પકડવી જોઇએછે. જેમ કે સનીસર સેતારો ઘણોજ નેશાહ અને બદકારી ભરેલી અસરનો છે, તોબી આકાશ ઉપરની સહુથી ઊંચામાં ઉંચી જગો ઉપર જઇ બેસાવુાથી તેની તરફના માંન કે મોહબતમાં કંઇબી વધારો થઇ શકતો નથી. તેજ મીસાલે નીચ ખવાસનો એક મુરખ અથવા અનીતીમાંન ચાલતુ એક માણુસ એક મીજલસનાં દરમેઆંનમાં પરમુખની જગા લઇ બેસવાને કદાચ ફાવી સકે, તોબી તથી તેંકંઇ સારી કીરતી કે પ્રીતી હસાંલ કરી શકતો નથી.

૨૭૬. જેમકે એક પોકલ-શુકો વાંસ એક શેરડીનાં સાંઠા કરતાંને ઘણો વધારે લાંબો અને વધારે મજબુત હોયછે ખરો, તોબી આલમનાં લોકોનો પયાર જેટલો પેલી નાજુક અને ટુકા કદ વાલી શેરડીની તરફ ડોડેછે, તેટલો તે લાંબા અને કઉતમંદ વાંશની તરફ દોડતો નથી. કુદરતનાં કાએદા મુજબ ખરી ઈજત અને મોહબત, જાતી ખુબી તરફજ વલણ લીયેછે, પણ ખોટા દમામ અને ઢોગી દેખાવ તરફથી તો ત તુછકાર સાથે દુર ભાગેછે. ખરા હીરાને તજી દઈને એક ખોટી અને પોકલ કચોદીને પોતાની દગલીની દામન શાહે વીટાલી લેવાને કોઈબી અકલમંદ પશંદ કરશે નહી.

૨૭૭. જેમ ઠીકડાંનો એક કટકો જમીન ઉપર પડયો હોય તેને જોવાની કે ઈયાદ કરવાની દરકાર કોઈ કરતું નથી, તેમજ એક બદકાર અને નાલાએક માણુસ કાંહાં જીવેછે અને કયારે મરેછે તેની કંઈબી પરવા કોઈ કરતું નથી. પણ જેમ ખરા હીરાની એક કણી જમીન ઉપર પડેલી દીસતાંજ સરવે કોઇ માનથી અને મોહબતથી તેને ઊચકી લેવાને ચાહેછે, તેજ માશાલે બલા અને પરોપકારી નરને પડી ભાગેલો અથવા મરણ પામેલો જોતાંજ સરવે કોઇ મયાની અને કદરદાનીની લાગણી બતાવેછે.

૨૭૮. તે ખોદાતાલાજ સઘલું અગતનું અને સઘલાંને લાએક તુજ પુરું પાડેછે. તેની પાસે માંગવાની કે તેની પાશે વેચાતું લેવા જવાની કશી અગત રેહતી નથી. સફાઈથી, સચાઈથી અને ઈમાનદારીથી જે કબ્બ્શ કંઈ ચાહશે તે અમની દરગાહથી હાંશલ કરી સકશે. આબાદીનાં વખતમાં ખોદાથી અને ખલકથી ડરીને ચાલવાનો અને બદઅ-

ખતીનાં વખતમાં શારે વખત જોવાની ઉમેદથી દીલ શંતારા ભરેલું રાખવાનો ખરો ધરમ દરએક દાનાવ ઇનશાનનોછે. આએ સંસારની દરએક ખરી હાજતને શર તેમજ મોહતની છેહલી ઘરીને મલવાને શર, જે શખશ પોતાની તરફની હરદમ તઇયારી અને હુશીયારી રાખતો રેહે તેજ સખશ ખરો શીયાણો ગણાશે.

૨૭૯. ઉમેદ સર રેજગારી કરવી, અને સારા ફેજની વકી પોતાથી ઉચી હાલતનાં પ્રાંણીથી રાખવી, એ દરેએક ઈનશાનની ફરજછે. એક ફરજ બજાવામાં જેમ હુલડાઇ તેમજ બીચકારાપણું બતાવવું જોઇતું નથી. સીધા રસતાની કુચમાં હરકતની આશાં કવચીતજ રેહછે. ધાસતી સાથે આગલ ચાલવું તે મોહતની અગાઉ રીબી મરવા બરાબર છે. હરએક કાંમમાં પરમાત્મીકપણેથી જીહીત મેલવીને આંગલ વધવું તે ગોયા પોતાની જીંદગી અને કીરતીની દોરીને આગલ લંબાવયા બરાબર છે. જે માણુસ ભલાં કાંમની કોશેશમાં કોઇ કદાચ જખમી થાયછે, તે માણુસને હારેલો કે પડી ભાંગેલો નહી જાણવો. જે શખસ અભાગીયાં નશીબનો હોય, પણ ઇમાંનદાર અને સતવંતો હોય, તેનીથી નીરાંશ થવું નહી જોઇયે, પણ હર વખતે તેને આસરો અને ઉલટ આપતા રેહવું જોઇયેછે.

૨૮૦. હરએક પરાંણીની સારી દુવાની તેમજ બુરી દુવાની અસર થાયછે તેમાં કંઇ શક નથી. ખોદાતાલાની મારફતને પોહચેલા ફીલશુફોવતીક સારી દુવાને એક જાતનો નફો અને નેકબખતી ગણેછે. અને બુરી દુવામાં શખતી અને ભયંકર બદબખતીની નીશાની સમજેછે. વાસતે ખરો નેકબખત તેજ શખસ કે જે લોકોને મોહડેની

ભલી દુવા હાંસલ કરતો રેહે, શબબ કે હરએક જાતનાં સંકટ અને બલાનાં તીરની સાંમને ભલી દુવા એક જાતનું બચાવ કરનાંર બખતર થઇ પડેછે. તેજ મીશાલે બુરી દુવાની હાયનાં આતશનો શોલો પહાડનાં જેવી શથીર હાલતનાં તેમજ બુલંદ પડવીવાલા શખસનાં શુખ અને આબાદીનાં ભીતરમાં આગ શલગાવીને સેહજ વખતમાં ભશમ કરી નાંખેછે.

૨૮૧. ગુનાંહનાં કામ કરનાંરા બુધા શખસોએ પોતાની છંદગીનો બાકી રેહલો ભાગ, નાદાંન બચાંઓની મીશાલે ગફલતમાં અને ખેલવતગીમાં ગુજારવો નહી જોઈયે, પણ પોતાનાં ખરાં અંતકરણથી રડન અને માંહતમમાં ગુજારવો જોઇયેછે. ગુનેહગારી ભરેલાં કરતુકથી ઘણાં વરસો તલક જીવયા કરતાંને, ગમખારીની ગીરફતારીથી જલદી જલદી મરી જવું બેહતરછે. એજ મીશાલે નાંમોશી અને નુકશાંની ભરેલો ધંધો ચાલુ રાખવા સારૂં મધરાત તલક દુકાનનાં દરવાજા ઊઘાડા રાખયાને બદલે બરી બાંમદાદથીજ તે દુકાંનનાં દરવાજા બંધ રાખીને, નીરાંતથી ઘરમાંજ ભરાઇ બેશવું બેહતરછે.

૨૮૨. એક દાનાંવની એવી શીખાંમણ છે કે જેમ કાગડાનાં બેદાં ઉપર ગમે એવા સરસમાં સરસ મોર સેવંન બેશે અને એવું ચાહે કે તેમાંથી મોરનું બચું પેદા કરે, પણ સેવટે સઘલી તેની જેહમત ખાલી જાય, અને તેને નીરાશ થવું પડે, તેજ મીશાલે એક જાતી બદખવાસનાં શખસ સાથે ગમે એટલી ભલાઈ કરીએ તોબી તેનીથી કંઇબી પરકારનાં સારા ગુણની કે સારી ખુબીની આશા રખાય શકાય નહી.

૨૮૩. એક દાનાંવ કહી ગયોછે તેમ આપણાં કાંન વાંજાંવજનતર અને વાંસલીનાં ખુશ અવાજ શાંભલેયા વગર રહી શકેછે. આપણી આંખ નાંચરંગ અને બાગબગીચાનાં તમાશા જોયા વગર ધીરજ ધરી શકેછે. આપણાં દેમાંગ ગોલાબ અને મોંગરાં ચંપેલીનાં વાશ શુંગયા વગર શંતોશ ધરી શકેછે. સુતી વખતે આપણાં માંથાં હેઠલ નરમ તકીઓ નહી હોયતો, પથરનો ટેકો કરીનેબી આપણે ચલાવી શકયે છઈયે. પલંગ ઊપર આપણી બોરહુએ જો આપણી મોહરદાર માશુક નહી હોય તો આપણી બગલમાં ટકીઓ ડાબીને, અથવા આપણાં પોતાનાં હાથો બગલમાં રાખીનેબી સુઈ શકયે છીયે. અગર દુરની જગા જવા સારૂં ઘોડાગાડી નહી હોય તો, પગે ચાલીનેબી આપણુ તે મંજલ કાપી શકયે છઈયે. પણ આએ આપણું જાલમ, આએ પાપી અને પેચીડા પેટ, જયારે ભુખનો ગલબો કરેછે, તયારે ખોરાક અને પાંણી શીવાય કોઈબી બીજી ચીજથી તે શબર અને શંતોશ પકડી શકતું નથી. વાસતે એવા ખોરાક અને પાણીની તલબમાં હરદમ કોશેશ કરતા રેહવું ઘટે છે.

૨૮૪. મુશકેલ કામો અનુભવી શખસને હાથથીજ પાર પડી શકે છે, જેમકે તકરારી શવાલનાં જવાબો એક દાનાવ શખસથીજ શેહલથી અપાય છે. અથવા લડાઈનાં મેદાનમાં ખરી જીહીત મેલવવાનો રશતો અથવા તદબીર અકસર કરીને જે સરદારે લડાઇઓની અજમાએશ લીધી હોય તેજ પીછાંની શકે છે. પણ જેણે દુનીઆં-દારી જોએલી નહી હોય, અથવા જીંદગીની શફરના દરીઆવમાં આડા-અવલા મોજાની ઉઠલ પાઠલો અજમાવેલી નહી હોય, તેવા શખસંથી શંકટની વખતે શારી શહલાની કે પકી મદદની આશા રખાઈ શકાયં નહી.

૨૮૫. એક ખરા દુખી અને ગરીબ શખસના હકમાં મોહત તે ગોઆ ખરી આરાએશ અને આરામનું બેહશત છે. એક ગરીબ અને દુરબલ ગધેડો પોતાની પીઠ ઉપર જયારે ઓછો ભાર ધરાવે છે, તયારે શેહુલથી અને શગવડથી ચાલીને પોતાનું કામ પાર ઉતારે છે. પણ બદ ખવાશનાં તવંગર શખસની મીશાલે જયારે પોતાની પીઠ ઉપર તે ભારી બોજો લાધેલો રાખે છે, તયારે તે હેરાંન થાય છે, અને પોતાની મોરાદ મુજબની મંજલગાહપર પોંહચી શકતો નથી. એજ મીશાલે જેવા શંતોશથી એક ગરીબ માણુસ ગુજરી જાએ છે, તેવો શંતોશ અને શુખ એક માતબર શખસનાં દીલમાં મરતી વખતે રહી શકતું નથી.

૨૮૬. બદકાર માણસોને ઊંધાડાં પારવાં તે ગોઆ ખલકનાં નીરદોશ લોકોને બુરી બલાનાં ફાંસામાંથી છોડવેઆ બરોબર છે. પોતાનો જાંન નાલાએક રીતેથી જોખમમાં નાંખીને કોઇ નજીવી પીડા ટાલવાની કોશેશે કરયાને બદલે, જો કંઇક જરમાલની મદદથી, અથવા કંઈ તાલ—તલાવતથી બની શકતું હોય તો ઘણુંજ બેહતર જાંણવું. કારણ કે દાનાવોની શીખાંમણ છે કે એક કામ જો નરમાસથી અને તદબીરથી નીકલી શકે તેવું હોય તો તેને સારૂ તલવાર ખેંચવાની ઉતાવળ કરવી નહી જોઇએ.

૨૮૭. એક પાપી શખસની ગુપટ લુચાઇ સારૂ એકાએક જાહેરૂ પોકારો કરવો જોઇએ નહી. સબબ કે એમ કીધાથી ઘણી વખત ઘણા ભલા અને નીરદોશ શખસનેબી મેહનતમાં પડવું પડે છે. જેહરી શાપ જેવા નુકશાનકારક શખશનુ માંથું છુંડવું હોયતો બરાબર

સાબેત ફટકોજ લગાવવો જોઇએ, કારણ કે નબલા ફટકાથી ઓર તું પેતેજ વધારે મેહનત અને દેહશતમાં આવી પડશે. હથીઆરની લડાઇ કરતી વખતે અથવા મોહડેની બાથ ભીરતી વખતે જેમ નર શાહી જેવાથી ચીંતાતુર રહીએ, તેજ પરમાણે એક નબલી કુરી જેવાં પરાંણીથીબી બીચારમંદ રેહવું ઘટે છે. કારણ કે દાનાવોની શીખામણ છે કે પોતાનાં હરીફને નબલો ગણીને નભરવરી બતાવવી નહી જોઇએ.

૨૮૮. એક દીકરાએ પોતાના બાપને કહયું કે, એ બુજરગ બાવાજી, તમે તમારી લાંબા જમાનાંની અજમાએશ ઉપરથી મહને કંઇ ગુણગારી નશીહત શીખવો. પેલો બાપ-બોલયો કે એ બેટા, તુને પેદા કરનાર ખોદાવંદ સાહે, તેમજ તાહરા જણીતા પીતા સાહે વફાદારી, તાબેદારી, અને નીંમખહલાલી બતાવાની મરદાંનગી બતાવતો રહેજે. પણ હરગેજ થઇને એથી ઉલટી વરતણુક બતાવતો રખે, કે જેથી તે મેહરબાંન પીતા અને ખોદાબી એક ફાંડી ખાંનાર જંગલી વરની મીશાલે પોતાના કેહરનાં દાંત તાહરા જીગરનાં લોહીમાં ખરડવા ચાહે. વગર દએઆનો રાજા-અને વગર ફરમાનબરદારીનો બેટો, એ બેઉ જેમ ખોદાના તેમજ ખલકનાં ખરા ચોર અને દુશમન છે.

૨૮૯. જેમ ગોલાબ અને મોધરાંની નાંજુક કલીઓને ખીલવવા સારૂ બામદાદની નરમ હવાની લેહેકીની અસર પુરતી ગણાયછે, તેજ મીશાલે એક રાંક અને બુનયાદજાદા શખસને તેની કોઇ તકશીર અથવા ગફલતી કુજે એક ટુંકારાનો નરમ શબદ બસ થાયછે. પણ જેમ બાવરયા-થુવરયાનાં લાકડાની ચીરને ખીલવવા સારૂ સખત

કોહાડાના ફટકાની અગત પડે છે, તેજ મ.સાલે બેરડા અને લફંગા શાખસોને ઠેકાંણે લાવવા સારૂ સખતમાં સખત સખુનોની અને સજાની અગત પડે છે.

૨૯૦. સખાવત કરવી તે ઘણી સારી ચીજ છે, પણ વલી એટલી બધી નહી કરવી જોઇએ કે જેથી ફકીરો તવંગર થાય અને સખાવત કરનારને કંગાલયત ભોગવવી વડે. સાચવેલો પઇસો પાછલથી કોઇ લુચાઈથી અથવા લુટીને ખાઇ જાય, તેનાં કરતાંને તે પઇસાદારને ખુદ પોતાનેજ હાથે ગરીબગુરબાનાં પાલણુમાં ખરચાય તો ઘણુંજ બેહેતર થાય. જે શાખસો દોલતની તીજોરી ભરપુર મુકી, ખાલી હાથથી પેલી જેહાંન તરફ ચાલી જાયછે, તેઓ ખરા બદબખત અને દોજખી ગણાય છે. દોલતનાં કઊવતથી જે શાખસ પોતાની હઇઆતીમાંજ આખેરતનાં મુલકનો આરામ જીતી લીએછે, તેજ શાખસ ખરો ભાયગશાલી શાહનશાહ તરીકે ગણાઈ શકેછે.

૨૯૧. ઉભેલો શાખસ જો એક પડેલા શાખશનો હાથ પકડી ઉઠાડે તો તેમાંજ ખરી મરદાંનગી છે. બોદાઇ દીલનાં અને પેહેલવાંની કઉવતના મરદો તે તેજ શાખસો કે જે નાચાર-બેચારોના બજારમાં ખરા હાજતમંદ શાખસોની હાલતની પુછપરછ કરતા રહે, અને ખરા દુખીઓની આંખોમાંથી ટપકતાં ગોહરોની ખરીદી કરતા રહે. લડાઇ અને ખુનરેજી કરી નીરદોશ અને નબલાઓનાં માલ-મુલકો જીતી લેનાર પાદશાહ કરતાંને માયા તથા મેહેરબાંનીની ગુપટ અસરથી ખલકનાં લોકોનાં દીલ જીતી લેનારો શાખસ એક ખરા શેહેનશાહ તરીકેનુ માન અને નામ મેલવીને, બેઉ જેહાનની શાહત અને ફરાગત ભોગવી શકે છે.

૨૯૨. એકીન અને વીચાર, એ ખોદાથી બીહીનારા અને ધરમ ઉપર એતબાર રાખી ચાલનારા શખશોનું કામ છે. પણ જે લોકોનો કંઇ ધરમ નથી, જે લોકોને આવની દુનીઆંની હશતી ઉપર કંઇ એતેબાર નથી, અને જે લોકોને ખોદાની બીહીક કે ખલકની તરફની શરમ હોતી નથી, તે લોકોને મન તો ભુંડાઇ અને ભલાઇ એ શઘલું એક સરખું છે, અને તેવા શખશો નીતી રાતીનો તથા શાહુલાશાંપજનો, અને શુખ તથા આબાદીનો નાશ કરનારા તરીકે ગણાય છે. બાતેનથી બુરાઇ કરનારા એવા શખસો, જાહેર દેવબચાઓ કરતાંબી બહુ વધારે દુશત અને ધાસતી ઉપજાવનારા ગણાય છે, અને કોઇબી ખરા શેઆણા ગરહસથો તેઓ સાથે કામ પારવાને જીનહાર રાજી થતા નથી.

૨૯૩. એકશો રૂપીઆની તાહરા મેહનતનો બદલો એકશો ફ્રડીઆંથી વાલવાની જે શખશ દેઆંનત બતાવે, તેવા શખસને કબુબી તું તાહરા મીતર કે તાહરા ખેરખાહ કદરદાંન તરીકે ગણવાનો ભુલાવો ખાતો રખે. જેમ તેજી મશાલો, કે રશીલી દરાખો ખવાડવાથી ખરા ગધેડાઓ કબુબી અરબી ઘોડા બની શકતા નથી, તેજ મીશાલે જાતી બેકદરો અને આપમતલબીઆઓ, હજારઘણી ભલમણુશાઇથી કે જાનફેશાંનીથીબી, તાહરા ગુણ ગાવાને કે તાહરો ઉપકાર માનવાને ઘટતું વીચારશે નહી. ખરાં નીચથી ઉંચા ખવાશની આશા રાખવી, તે ગોઆ ગંધીલા ઉકરડાથી, ગોલાબનાં શુગંદી ફુઆરાની આશા રાખવા બરાબર છે.

૨૯૪. બુરી ચાલચલવારો અને નીચ હવશ તથા લોભવારો

માણસ શેવટે દોલત અને માલમીલકતની ખરબાદી કરે છે. તેજ મીશાલે તકોબરી અને તાતવાતી ખવાશનો શખસ, આ એ જેહાંનની ઈજત વેચી અને આવતી જેહાંનનો આરામ ખોહી બેશે છે. પેહલો શખસ ખલકનો ખરો ચોર ઠરે છે, અને બીજો શખસ ખોદાનો મોટો ગુનેહગાર રેહે છે. જે ટોલામાં ડોલ ઘાલુ આગેવાંનો હોય અને આપમતલબીઆ ધરમઠગો હોય,—તથા પઇસાને પુંજનારા પીંડારાઓ અને તરકટીઆ સરદારો હોય, તે ટોલાનાં અથવા તે ગામનાં લોકોની સતીથી કબુબી હશી—ખુશીનું મોહડું જોઇ શકે નહી, કે કંઇબી રીતની આબાદી હાંશલ કરી શકે નહી.

૨૯૫. એક નામીચો ફીલશુફ આકાશ તરફ મોહડું કરીને જાર જાર રડતો હતો, તેને જોઇને એક ગમાર અચરતીથી હશવા અને મશકેરી કરવા લાગો. તે જોઇ પેલા ફીલશુફે કહયું કે એ શખસ, અજબ ના થા. આતરે રડણ કરીને ખાક ઉપર સર પટકવાનું માહરૂં કારણ એજ કે, આટલી બધી મારી ઉમર ગુજરી જવા છતાં, અને ખલકનાં લોકો મને એક મોટા ગનયાણી પંડીતનું માંન આપેછે તે છતાં, હું પોતે સારી પઠે સમજું છું કે આ જમીનપરની એક જીહીની રજાની ઊતપંતીથીબી હું બેખબર છું. એટલી મોટી બેખબરી છતાં, તે સાહેબની ખરી કરાંમતને હું કયે દહાડે પીછાંણી શકશ તેની ના ઉમેદીનાં ગમથી માહરૂં હઇયું ભરાઇ આવેછે. આ એ જગનો ફેરો ફોકટ જાયતો કેયાંમતને દહાડે હું મારો હીશાબ કેવી રાતે રજુ કરી શકશ?

૨૯૬. જે શખસ પોતાનાં દોસતનેબી એક દુશમન તરીકે વરતીને પોતાની ખરી સાઉચેતીમાં જીંદગી ગુજારેછે, તેજ શખસ જીવતાં

જીવત એક દાનાંવ તરીકેનો ખેતાબ હાંસલ કરી શકેછે, અને મુવા પછી સોભા અને શાબાશી લઈ જાયછે. જે શખસ ગરીબ હોય પણ ખરી હોશમતનો કદરદાન હોયછે, તેની ગોહરમાંબી હોશમતજ સેવટે ડટાયછે. પણ ખરો બેઈજતી શખસ અનેક પરકારનાં ધન માલનાં ઢગ ધરાવતાં છતાં, એક ખરો કંગાલ તથા દુખયાં અને ભીખયાંની હાલતે સેવટે ભોમીડા થાયછે. સતવંતા નાંચારોની દોલત અને કઉવત તે હકતાલાનું નામ છે. પણ લુચાઈ ભરેલાં દગલબાજોની તકલીદી કુમકનો આધાર લુટ, લબાડી અને લફંગાઇ ઉપર રેહ છે.

૨૯૭. પેલા નોશીરવાંન પાદશાહનાં જમાનામાં પેદા થયલા નાપાક મજદકની બદી ભરેલી કેલવણી અને ઉશકેરનીનો અંત લાવવા સારૂ, અને પોતાનાં દેશની પવીતરાઇ અને રાજનો ઇનશાફ નીભાવી રાખવા સારૂ, એ નોશરવાંન જેવા માયાલું શાહનસાહનેબી પોતાનું દીલ કઠણ કરવું પડયું હતું, અને એકદમ હોમલો કરીને તે મજદકને તેમજ તેનાં વીશ હજારથી વધુ શાહીઓ અથવા ચેલાઓને ગરદન મરાવયા હતા. જે તલવાર કોઈ વખત જખમનું ઘાટકીપણું કરવાને અથવા ખુનનો શેતમ ગુજારવાને તકશીરવાર થાયછે, તેજ તલવાર બાજે વખત મજદકનાં જેવી પીડા ટાલવાને અને સંશારનું સુખ સંપજ જાલવી રાખવાનેબી ઘણી ઉપયોગી થડેછે. આહ! નોશીરવાંનનાં વખતનાં મજદકોનો તો એ મુજબ અંત લાવયામાં આવયો હતો. પણ આજનાં જમાનાનાં મજદકોને નાંબુદ કરવા સારૂ બીજો નોશીરૂવાંન કયાં શોધવા જઇયે? વાસતે એ પારશી ભાઇઓ કંઈ તદબીર કરો, કંઈતપાશ કરો, અને કંઈ દુરઅંદેશો ઠરો, કે તેથી તમારો મહજબ શચવાય અને તમારી આલઓલાદ કાયમ રેહી શકે.

૨૯૮. પાદશાહનો ખજાનો માલ અને અશરફી છે, પણ એક ભુખેઆનો ખજાનો રોટલી અને અનનાં દાણા છે. ખરા પાપીઓ ખુનખારી અને લુટ—સબારીમાંજ ગમત મેલવી શકે છે. પણ ખરા પહરેજગારોની ગમત અને રમત તે હકતાલાની બંદગીમાં અને પરજાનાં કલેઆંણ વીશેની કોશેશો કરવામાં હોય છે. કેઆમત તલકની નેકબખતીનો પટાલ દરીઓ તેજ સરદાર સલાંમતીથી અને શોભાથી તરી શકસે કે જે પવીતર દીનનાં ઇમાનનો જુનદો પોતાના હાથમાં લઈ લશકરની ખરી રાહનુમાઇક રતો રહેશે. ખરા નાસતીકોનો નાશ તેઓનાં એકીનનીજ દુબાદુબીમાં છે, જેમકે એક શાહનશાહતની ઊટલપાઠલ અને અફડાતફડી તે શાહનશાહનાં સેતમ અને બેદાદીમાં હોય છે. તાબેદારીની હાલતમાં જીંદગાંની રગડીને ટુકરા ખાવા, તે ગોઆ મોહલે—મોહલે અને ઘેરે ઘેર ભટકનારા અને રોટી ખાનારા કુતરાનાં જેવી હાલત ગણાય છે, કે જે રોટી ખવાડનારને જોઇને ખુશાંલીની પુછડી હીલવે છે, અને નીરદોશ રાહદારીને જોઇને ભોંસવા અને કરડવા જાય છે.

૨૯૯. બીજા શખશની ચાલચલણ જે આપણને નહી ગમે તેમી ચાલચલણ કબુબી ખુદ આપણાથી અમલમાં નહી આવે તે બાબેની સાઉચેટી રાખવી જોઇએ છે. ખુદ તાહરી પોતાની મતા જો તું સલાંમત રાખવા ચાહાતો હોય તો, પારકા શખશની મતા તરફ ગેરવાજબી લુટ ચલાવાથી તું હરદમ દુર રેહેજે.

૩૦૦. જે શખસ પોતાના મા-બાપની સારી શીખામણ તરફ તુછકાર બતાવે, અથવા પોતાના દાનાવ ઉસતાદની ચીમકીની પરવા

નહી કરે, તે શખસ પોતાનો જનમારો ગુનાહ‌પસતી ભરેલી છકડ અને ઠોકર ખાવામાંજ ગુજારી શકે છે. તુંદાઈ ભરેલી જુવાંનીની શેહવારનો પશતાવો, ગમગીની ભરેલી બુઢાપાની રાતને વખત કશા કામનો ઠડતો નથી, એટલીજ હકીકત જો આજનાં જુવાંનીઆઓ યાદ રાખી અમલ કરતા રેહતે, તેઓ પોતાનાં ભવનું સુખ અને પોતાના બાપદાદાની શોભા ઘણીજ શેહલાઈથી શાચવી શકે.

૩૦૧. જીંદગીનાં બાગની રંગીન ફુલોની કલીઓનો મધુરવાસ પોતાની જીંદગીની શાજની વખતે તેજ શખશો ભોગવી શકસે, કે જેઓ પોતાની હઈયાટીની બાંમદાદ પાકીજે ખુલખુલોની મીશાલે તે ખોદાતાલાની ખરા શેતાયસમાં અને ખલકનાં લોકોની શેવામાં ગુજારતા રેહશે.

૩૦૨. આએ જગાનો પાદશાહી દમામ ભોગવી જેમ પેલી જગતનાં ખરાં બેહસતની આશા રખાઇ શકાતી નથી, તેજ મીશાલે આએ દુનીઆંમાં ખરા ફકીરાઈ અને દુરવેશી વીપટો ભોગવનાર રાખસોએ પેલી દુનયાંનાં સુખથી હરગેજ થઇને નાંમોરાદ થવું જોઇતું નથી. અમરત ફલ ખાવાથી એક હેવાંન ઈનસાન બની શકતું નથી, તેમજ માંશ મચ્છેનુ લોહી ચુંશવાથી એક મછર મશતાંન શાર બની શકતું નથી.

૩૦૩. બાપદાદાની ઓલાદનો વારસ ગણાવાનો હક સરવે કોઇનોછે, પણ બાપદાદાનાં પેશાનો વારેશ ઠડવાનો હક પાયદાર ગણાતો નથી. બાપને માંથેની પાઘડી જોકે બેટાને માંથે બેસતી આવી શકે નહી, તોબી એક બાપનાં જાતી ખવાસ તેનાં ખરા બેટામાં કુદરતી

રીત પરગટ થઇ શકેછે. કાટેલ જેહરનો ઉપાય કદાચ એક હકીમ કરી શકે, પણ જાતી જાહેલયતનો ઉપાય કુદરતી મોહતનાં હાથેથીજ થઇ શકે છે.

૩૦૪ "સટોરીયાને લોભ વહાલો, જુગારીને પાસો,
છબીલાને ભોગ વહાલો, ઘોલીને તાસો.
હલકાને હેંકાર વહાલો, ઠગારાને ફાંસો,
પારધીને શેકાર વહાલો, જોગીને વણવાસો.
આશકને યાર વહાલો, લહુવવાને ઝાંસો,
કવીને અલંકાર વહાલો, દાતારને વહાલો વાંસો."

૩૦૫. ગોલાબનુ ફુલ ડહાલીપર લટકાય, કે ખાકમાં પટકાય, અથવા બુલબુલની ચોંચથી ચુંઠાય, કે માલીનાં હાથથી કપાય, પણ તેની જાતી ખુબી મુજબ તે સરવેનાં દેમાંગ શુધંધીથીજ ખુશી અને તરોતાજગી ભરેલાં કરવા વગર રેહતુ નથી. તેજ મીશાલે એક જાતી ભલું માણસ નગુણાથી નુકશાની પાંમે કે હેરાંનગતી ભોગવે તોબી પોતાની તરફની ભલાઈ અને નમંતાઇનોજ ખવાસ બતાવાને તે ખંતી રેહેછે.

૩૦૬. એક જેહરી પાંણીનો કતરો સેંકડો જાંનોની ખરાબી કરેછે. પણ એક ગુણવંતુ બીજ સેંકડો જાહડો ઊઘાડીને આબાદી વધારેછે. તેજ મીશાલે એક જુલમગાર હાકમ રાજની બરબાદી અને રઇયતની પાયમાલી કરેછે. પણ એક નેક અને ઇનશાફવંતો રાજા પોતાની રઇયતનાં સુખસંપજની વરધી અને પોતાની કીરતી અને સંપતીની જીયાદતી કરેછે.

૩૦૭. કીનાંનુ એક બી, સેંકડો જઘડા અને ખુનખારીનાં અનેક પીલા અને જાહડો ઉતપંત કરેછે. ખરો નેક બખત તેજ કે જે આએ જગતનાં ખેતરમાં નેકી વાવે અને નમનતાઇ તથા નરમાસના જલનું તાંહાં સીપનું કરીને ખરા ગુણવંતાં ફલોના સવાદથી પોતાનાં બાઇબંધોનાં અને ખેશી પડોશીઓનાં જીગર ખુશ અને ભલી દુવા દેનારાં કરે.

૩૦૮. આએ દુનયાં સાથે દોસતીનું દીલ બાંધવું તે ગોયા એક દગાખોર અને મકરબાજ શખસ સાથે મીત્રાચારીનો ગાંઠ બાંધીને તેનીથી સારા ફેજની બેહુદી આશા રાખવા બરાબર છે. તમામ ભલા કે ભુંડાં માણુશ કીજે મરણુની સરજત તો ચોકસજ છે, તયારે સઉથી ઓતમ ચીજબી એજ છે કે આએ જગતની. કોઇબી ચીજ કે કોઇબી પ્રાંણી સાથે દીલ બાંધયાને બદલે ખરી નેકીનોજ અસબાબ ખરીદ કરી રાખે કે જે તાહરાં મરણુની આગમચ તઇયાર રહીને સેવટે તારો હાથ ધરી, સાથે ચાલીને તુને બેઉ ભવમાં પાર ઉતારવાને કાંમે લાગી શકસે. કારણકે એવે વખત એ નેકી સીવાય કોઇબી બીજી ચીજ કોઇબી મરનાર શખસની સાથે જઈ નીભી શકતી નથી.

૩૦૯. માણુસની ઊમરતો ગોયા શપાલાનાં બરફની મીશાલની સકતછે, પણ ફરતા જમાનાંનાં ઉનાલાનો આફતાબ એટલો બધો તેજી છે કે તે બરફને પીગલાવીને સેહજમાં રેલતો અને સુકાતો કરી નાંખે છે. એથી સઘલી પેદાયશ ગોયા સઘલીજ રીતે ફાંની અને ટુક ઉમરની ઠડાને દીન ઉગે નાપેદા થઈ જાયછે, એવું હરપલે દરએક ઇનસાંન પોતાની નજરથી. જોયછે અને દીલથી સમજે છે, તે છતાં આએ "જહાંને ફાંની" સાથે દીલ બાંધેલું રાખીને "આખેરતની જાવેદાંની"

વીશે તે કંઇબી ફીકર, અથવા દુરઅંદેશો કરતો નથી તે વાત મોટી અજાયબી જેવી અથવા મોટા અફસોસ ભરેલી લાગે છે.

૩૧૦. ખાલી હાથે જે શખસ એક અનજાંણ્યા બજારમાં જાય તે કંઇબી ચીજ ખરીદ તો કરી શકેજ નહી, પણ ઓર પોતાનાં વસતરો વેચીને સોદો કરવો પડે, અથવા ગુજરાંણ ચલાવવું પડે. તેજ મીશાલે જે શખસ પોતાની જુવાંનીમાં ખાઇ ખવાડી દઇને જયારે બુઢાપામાં ખાલી હાથનો થઇ પડેછે, તયારે ખરી ગમગીનીનાં આતશમાં પોતાનાં જીગરનું લોહી ઉકાલીને તે લોહીનાંજ કટરા ગુપચુપ રીતે ગલીને એકાંત બેસી રેહવું પડેછે. એજ ઉપરથી દાનાવો કહી ગયાછે કે "જુવાંનીનાં જોરની કરકસર તે બુઢાપાની નબલાઇનો ખજાંનો છે". જે શખસો ઉગતાંજ ખેતરનો કુમલો માલ ખાઇ જાયછે, તેઓ ખરી કાંપણીમાં કંગાલયત અને ભુખમરાનાં હાથ પસતાવાનાં દાંતોથી કરડે છે.

૩૧૧. દરએક માણસને ઘટારટ છે કે જયારે તેનામાં બોલવાની અને ચાલવાની સકતી હોય તયારે ઘટતી રીતનું બોલીચાલીને પોતાની ફરજ બજાવી લીએ, કારણ કે તેણે ખાતરીથી જાણવું જોઇએછે કે તેનો એક વખત એવો આવવાનો છે કે તયારે તે ગમે એટલું ચાહશે તોબી તેનીથી કંઇબી રીતનું બોલાઇ કે ચલાઇ-સકવાનુ નથી. અકલમંદ માણસનાં મોહડાં મધેની જબાંન તે ગોયા ખરા શુરા પેહલવાંનજાદાના મેયાંન મધેની તેજી તલવાર, અથવા ખરી સખી નરનાં ખજાંનાનાં દરવાજાની ચમતકારીક ચાવીછે. દાનાવોની જબાંન, અને કાબેલોની કલમ, બંધ રાખવાને અથવા

ગુપત રાખવાને વાસતે નથી, પણ સદા બોલતી અને લખતી રાખવા નેજ વાસતે છે.

૩૧૨. જર અને જોરની વખતે, અથવા શુખાકારી અને આબાદીનાં ચાલુ વખતમાંજ, એક પાપી શખસ જો પોતાના પાપી કરતુકનો પસતાવો તે ખોદાતાલા આગલ ખરાં અંતઃકરણથી કરે તો તે કંઇબી રીતે વાજબી ગણાય અને કંઇબી રીતનો તેનો બદલો પામવાની આશા રહી સકે. પણ આબાદીના તથા જુવાંનીના અને શુખવાશીના વખતમાં તરેહવાર ગુનાહમાં ગીરફતાર થયા પછે જયારે જઇફી, તથા બદબખતી અને કંગાલીઅત આવે તયારે પસતાવાના રડનો કરવામાં અથવા બરાડા મારવામાં કશુંબી વલી શકતું નથી. ઇયાને એક ઇનશાંનમાં જયારે ગુનાહ કરવાની કંઇબી સકતીજ રેહે નહી, તયારે કોઇબી આગલા ગુનાહની ગલીચી, પશતાવા અને તોબાનાં આંસુનાં પાણીથી સાફ થઇ સકતી નથી.

૩૧૩. આએ જીંદગીની ખાસ ફરજ તે જીંદગી આપનારની ખાસ બંદગી કરતો રહેવાની છે. વગર બંદગીની જીંદગી તે જખુનમાં જખુન શરમીંદગીછે. એટલુંજ નહી પણ તે ખરે ખરૂં હેવાંનીઅતપણુંછે કે જે હેવાનોમાં ખાવા પીવા અને શુવાની હલકી શીફતો સીવાએ તે કીરતારના ઉપકારમાં પોતાની જબાન કે પોતાની સમજ વાપડવાની તેઓમાં શકતી હોતી નથી. અસલ નાબુદીમાંથી આપણુ હસતીમાં આવયા, તે પરવરદેગારની સતુતી કરવા કીજેજ આવેલા છીયે; એવું તમામ દીન આગાહ દાનાવોનુ અને દસતુરોનુ સમજાવેલું છે.

૩૧૪. મોટા અવાજની ખોટી બંદગી તે એક દાનાવના કેવા

મુજબ દોજખના દરવાજાની ખરી કુંચી છે. ખોદાતાલાની બખશેસથી કંઈ હલકાં લાલચ મેલવવાની ઉમેદથી બંદગી કરવી તે હલકામાં હલકી હેમાકાત અને હીચકારાપણું છે. તે કીરતારની ખાલેસ ખુબી ગાઈ અને તેના બીનહદ હેસાંનો મઘેના કાંઇબી હેસાંન બરવખ તે ઇઆદ કરતાં રેહવું તેમાજ ખરી બંદગી અને ખરી મરદાંનગીછે.

૩૧૫. ખરા પેગમબરનાં ફરમાંન તો ખોદાથી બીહીતા રેહવાના તથા તેની હરદમ ઇઆદ અને બંદગી કરતા રેહવાનાંછે, અને એવા ફરમાંનથી જયારે કોઇ ડોલઘાલુ દીનદાર ઉલટી ચાલ ચલાવે, અથવા તે પેગમબરનાં ફરમાંન ઉપર અમલ કરતો નહી રેહે, તયારે તે પોતાની મોરાદે કણબી પોંહચી સકતો નથી અને બેઉ જેહાંનથી બેઇજતી તથા બદબખતીમાં ગીરફતાર રહેછે.

૩૧૬. ગુનાહનાં ખરા દરદની અકસીર દવાતો અંતઃકરણની તોબા અથવા પશતાવોછે. કારણકે અદલ અને બખશેશ વંતા પરવરદેગારની દરગાહમાં ખરેખરા હકદારો કાજે નીરાશી અને ના-ઉમેદી જેવું કંઈબી હોતું નથી. ગુનાહની સજામાંથી બચી જવા માટે ખરા તોબાહનાં દરવાજાની અંદરની સલામતી પુરતી અને ખોલલી રહેછે. પણ તેવી સલાંમતી તરતજ શોધવી અને મેલવવી જોઇએછે. એ બાબે ઘીલ કરવામાં અને બેઇમાન રહેવામાં જંજા-લી અને બરબાદીછે. બદન ઉપરના સઘલા બાલો કપુરની મીશાલના સફેદ રંગના બને તોબી ગુનાહ ભરેલાં સીહા દીલની ઉપર ખરી તોબાં અથવા પસતાવાની એક તલ બરાબરની છાંટબી જયારે નહી દીસે તયારે પુરેપુરૂંજ અભાગ સમજવું.

૩૧૭. શરમ તથા એબની વાત આલમના લોકથી છુપી રાખવા સારૂ જે શખશો હીણું અથવા પાપી કરતુકો ગુપટ રીત કરયા જાએ તેવા શખસોએ જાણવું જોઇએ છે કે ખરેખરી શરમ અને ખરેખરી બીહીક તો તે પરવરદેગારની રાખવી જોઇએછે કે, જે સઘલા જાહેર તેમજ ગુપટ કરતુકોથી પુરતી રીતે જાણીતો રેહછે. મણુસ જાતની તાંનાજાની અને મારના ધાકથી બીહીને એક પાપી શખશ બુરાં કામ છુપી રીતે કરવાને ઘટતું વીચારે તેના કરતાં તે ખોદાના ખોફ અને શજાથી તેને કેટલું બીહતું જોઇએ, તેનો જો કંઇબી અંદેશો તે નહી કરે તો તેનામાં ઇનસાનીઅતપણુંજ નહી હોય.

૩૧૮. દીનઆઇનને લગતું રૂડું કામ સોધવા અને બીજા પાછલ મેહનત કરતા રહેવામાં ખોદાતાલાની તરફની ખુશનીદી અને ખલકની તરફની પસંદગી મલતી રહેછે. પણ દાવમેચો અને બુરાં મકર-ચકર ભરેલી જીંદગી ભોગવયાથી ખલકની તરફની લેઆંનત અને ખોદાની તરફની સજાજ હાંસલ થઇ સકેછે—કે જે ઇનસાફ વંતો ખોદા તમામ ભેદભરમોથી અને બાલે બાલ અને રગે રગની દીલ ચાલોથી સદા માહીતગાર રહેછે. ઇનસાનની નજર આગલ ઢાંકેલા અને ઊઘાડી ચીજો અને કારણો વચે ફરક રહેછે. પણ તે પરવરદેગારની નજર આગલ સઘલુંજ સદા દીસતું અને જાણીતુંછે.

૩૧૯. હરએક શખશે પોતાની ખાએશ અને મદત ખોદાતાલાથીજ સખવી જોઇએછે, કારણ કે તે પોતે બીનીઆજ અને અપરમપાર શકતીનોછે. કોઇબી માણસથી ખાહેશ બર લાવવાની

આશા રાખવી તદન ફોકટછે, પછે તે ગમે એટલોબી જર અને માલદાર હોય તો શું થયૂં? પણ આખર તે પોતેબી જયારે નબલો અને ખોદાનોજ આશાવંતો છે તયારે તેનીથી બની સું શકે?

૩૨૦. ખોદાતાલા તરફનો એતબાર પડતો મુકીને કોઈ ઇનશાનજાદાની કોશેશ ઉપર નર્ચીંત થઈ બેશવું તે ગોયા વગર આશરાનાં તરાપા ઉપર બેશી તોફાંની દરીઆમાંથી શલાંમત પશાર થવાની ખાલી વેઠ જેવું છે. ખોદાને પોહચવા તરીકેની મનશાનીથી બંદગી કરવામાં, અને ખોદાથી પઇશા અથવા બેહશત મેલવવાની બંદગી કરવામાં પુશકલ ફરક રેહછે. ખરા અને શુખ હાંશલ કરવા જોગી બંદગી તે પેહલીજ રીતનીછે.

૩૨૧. ખોદાતાલાનાં ખયાદ અને એહસાન વીસરી જઇને ફકત દુનીઆઇ લાલચ અને મતલબનેજ યાદ કરવી તે ગોઆ પોતા કીજે જંજાલી અને બદનામી હાંસલ કરવા જેવું છે. જે શખસ દુનીઆઈ લાલચ અને આપમતલબ પોતાની અકલનાં કદમ હેઠલ દાબેલી રાખીને, ખાલેસ ખોદાઇ મારગ ઉપર નીતીમાંન પગલાં મુંકે છે, તેજ શખસ પોતાની ખરી મોરાદની મંજલ ઉપર સુખ અને શોભા ભરેલી રીતે પોહચી શકે છે. ખરા દોસતની મોહબત અને સોહબત અને મેહરબાંની હોય તો તેનાં ખુરા મુદઇને ઓરેબી જવું નહી જોઇએ.

૩૨૨. આએ દુનીઆંની મોહબત અને મોજ મજા તે ખરી બલાનુ ઘેર છે, અને હરામ દોલતનો તથા મરતી વખતનો અકારત પઇસો તે વીપતી અને અપકીરતી છે. દુનીઆદારીનો બલાપો તે એક જાતની હેરેમંદી છે. અને દીનઆંઇનની ખરી નીતી રીતી

પર ચાલવા કાજેનો ગમ અને અંદેસો તે ગોઆ જાવેદાંનીની રાહત અને ફરાગત છે. ખરી દીનઆઈનની ઈમાંન ભરેલી બંદગી તે તન અને મનની પાકીજગી મેલવવા કાજે છે. પણ બદ દેઆંનતના લોભ ભરેલાં કરતુક તે દોજખનાં ગાર તરફનુ નોતરૂં સમજવું જોઈએ છે.

૩૨૩. ખુશામત ખોરાઓની જુઠી વખાણના અવાજની લેહરથી ખેંચાઇ જઇને, બદનામી તથા નખોદનાંગુગારમાં ફસી પડીઆનાં કરતાંને, હુશીઆરી ભરેલું બેહેરપણ અખતીઆર કરી, ભલા લોકોને મોહડેની સાચી ગીબત અથવા એબની વાતો સાંભલીને પોતાની ચુક અથવા ચાલચલણ શુધારવામાં અનેક ફાએદા છે. પોતાનાં ગુનાહને ઇયાદ કરનારો અને મધરાતની વખતે ઉઠીને પસતાવો તથા બંદગી કરનારો શખસજ ખરો સુખી અને નેક બખત થઈ અથવા રહી શકે છે.

૩૨૪. આપણા માંથાનો સંગાર કસબી ટોપીં કે જર જવેરનુ તાજ સમજવું નુહી જોઈએ. પણ ખરી દાનાઇ અને નીતી તથા પાકીજગી ભરેલા વીચારોજ ખરો સંગાર ગણાઇ શકે છે. માણસ જાતને એક નજીવું પુતલું ગણીને હીરા મોતીનાં સંગારથી તેનાં માથાનો ભાગ સંગારવો જોઈતો નથી. પણ સારા અકલ અને શીલસુઘ્ર ગનેઆનથીજ તેનો સંગાર કરીને આએ જગમાં સોભાવંતુ અને પેલી જગ માં સુખ ભોગવતું થાએ તેવું કરવું જોઇયે છે.

૩૨૫. દુનીઆઇ ચીજની મોહબત ધરાવનારાઓ અને ખોદાઈ ખાહેશ તરફ ખરાં દીલનો એશક ધરાવનારાઓ વચે બેહદ તફાવત છે. દુનીઆઈ ઇનશાનો અને ચીજો તરફ માએઆ અથવા લોભ ધરા-

વનારાઓ, પોતા કીજે હરએક પાંતીનાં શુખ દુઃખની અથવા બેહશત કે દોજખમાં જવા બાબેની વાતો અને તકરારો ઉપરજ ધયાન આપવાને ખરો ધરમ સમજે છે. પણ તે પરવરદેગારની સંગત અને મોહબત શોધનારા ઇનતેજાર આશકો, આ દુનીઆની કોઇબી ચીજ કે કોઇબી ઇનિસાંન તરફ કંઇબી રીતની નજર રાખયા વગર, તે ઇજદી માશુકના નુરનાંજ જહલકાટમાં પોતાની નજર ચકચુર અને પોતાના જીગર ભરપુર રાખીને ફનાંહ થઇ જવામાંજ ખરૂં ઇમાન અને ખરૂં બેહશત સમજે છે.

૩૨૬. નેક ખસલતનો એક હકીમ એમ સમજાવી ગયો છે કે, જે શખસ બુરા કરતુકથી અને જુઠી વાતોથી દુરી પકડીને આએ સંશારનાં ભોગવતા કરતો રેહે, તેવા શખસને આપરી ચસમનાં પાંપનો ઉપર, તથા આપરા જીગરના શર ઉપર જગા આપીને સરફરાજ કરવો ઘટે છે. નેકી અને સચાઇ સઘલી જગોએ અને સઘલા જમાનામા હેશાન અને માંન ભરેલીજ ગણાતી આવી છે, અને તરકટ તથા જુઠાઇમાં સદા હીણુપસતી અને બદબખતીનો અંધકાર સમાએલો રહેછે. ઉમરની કોતાહી અને દોજખની સીહાઇ તરફ જુઠા વચણુ બોલનારો અને જુઠા સોગન ખાનારો એક શખસ આપોઆપ ચાલયો જાય છે, અને એવી કમબખતી ખરા બેણુનીઆદ અને ગુમરાહ શખસનેજ કીજે સરજેલી હોય છે.

૩૨૭. આએ દુનીઆના માલ તથા ખજાંના ઉપર મગરૂર રહીને ખોદા તથા ખલક તરફ બેદરકારી બતાવવી, તે ગોઆ ખુદ પોતાને હાથે પોતાની નામોશી અને બદબખતી લાવવા બરાબર છે.

ન જમશેદ રહેઓ, ન જોહાક રહેઓ, ન જામે જમશેદ રહી, શબબ કે બખતની શેશનીને અને દોલતની જાહોજલાલીને માંથે કંઈબી રીતની પાએદારી કે કંઇબી રીતનાં નીભાવનો સેતારો કુદરતનાં હાથે મુકરર કરેલો નથી.

૩૨૮. એક ઇનસાન જો ખુદ પોતાની મોટાઇ અને ચતરાઇ ઉપર તુંદાઈ કરેતે, ગોઆ ખોદાતાલાની તવાંનાઈ અને દાનાઇ વીશે બેભાન રહેલો ગણાય, સબબ કે સઘલી પાંતીની મોટાઇ, શઘલી પાંતીની તવાંનાઈ અને સઘલી પાંતીની ચતરાઇની સઉથી સરશ હુશતી એખલા તે પરવરદેગારમાંજ છે, એવું માંને તો, ફકત નમંતાઇ અને ખાકસારી શીવાએ બીજી કંઇબી ચીજનો દાવો કરવો કે વીચાર બાંધવો ફોકટછે, બલકે ગુનાહ ભરેલુંછે.

૩૨૯ જેમ કે એક બાગમાંના ફુલ માતર એક બે દાહડાની સોભા અને શુગંધી આપી તેના માલીની નજરથી નાબુદ થાયછે, તેજ મીશાલે આએ દુનીઆંનો જર અને માલ તેના માલેકનું દીલ જુજ વખત તલક લાલચ અને ગમત ભરેલું રાખી અચબુચો અંદીઠ થઇ જાયછે. જર અને માલ ઉપર હંમેશ તલકનો ભરોશો રાખવો, તે ગોઆ રેલતા દરીઆવનાં મોજાના સથીરપણાની આશા રાખવાની મુરખાઇ જેવુંછે.

૩૩૦. નમંતાઇ ભરેલી વરતણુક તથા નેક કરણી અને શખાવત અને પરોપકારીપણું, જેમ હરએક જાતના એક શખશની ખામી અથવા એબ ઉપર પરદો ઢાંકવાને ફાવી શકે છે. તેજ મીશાલે એક શખસમાં ગમે એવોબી સારો ગુણ હોય, અથવા શારો એલમ

અને હુનર હોય, તે તેની તુંદાઇ અને તકોબરી ભરેલી જાહેર વરતાણુકને લીધે તદન ઢંકાઇ અને નીશત નાબુદ થઈ જાયછે.

૩૩૧. આપરે ખુદ આપરાજ હકમાં ભલું ચાહીએ તે તો એક સાધારન વાતછે, પણ કોઇ પારકા શખશના હકમાં ભલું ચાહવું અથવા કરવું તેમાં અનેક પરકારની ખુબી અને સવાબ સમાએલુંછે. તે પાક ખોદાતાલા ખુદ પોતે એક ભલા તેમજ એક ભુંડા શખસને એક સરખી રીતેનીજ રોટી અને રોજી પોંહોચાડયો જાયછે, તયારે કોઇબી ઇનસાનજાદાને ઘટારત નથી કે પોતાની ટુક અથવા ઊંધી સમજને આધારે કોઇના હકમાં ખુરૂં ઇછે, અથવા ખુરૂં કરે

૩૩૨. જે શખસો ખોદાતાલાની મેહેરબાંની ચાહવી અને સાચવવી હોય, તેણે પોતાનાં દેશીઓ અને જાતભાઈઓ ઉપરની ખુદ પોતાની મોહબત અને મેહેરબાની કમતી કરવી નહી જોઇએ. યાને તેઓને કંઇબી પરકારનું દુખ દરદ કરવું નહી જોઇએ. કારણ કે કોઈ બીજા પરાંણીને અનઘટતી પીડા કરવી તે ખુદ ખોદાતાલાના તરીકાથી અને ધરમથી ઉલટી રીતીછે, તયારે તેવી ઉલટી રીતી અખતયાર કરનારો શખશ પોતે ખોદાની મેહેરબાંની કેમ સાચવી સકે? અને જો તેની મેહેરબાંની સાચવે નહી તો તે સુખી કેમ રહી શકે?

૩૩૩. અનીતીમાંનો અને જાસતી ગુજારનારાઓ સાથે ઇજત અને દોલત દોસતી રાખી શકતી નથી. વાસતે ખરો નેક બખત તેજ કે જે નીતીમાંન રેહે, અને દયા તથા દાદખાહી ભરેલી લાગ-

ણી ખરા મુશ્કેલેશો અને નાચાર-બેચારો તરફ બતાવતો રેહે. જે સખશ આએ ભવમાં વાજબીપણેથી અને ખરા ઈનસાફની રાહે ચાલેછે, અને હાજતમંદ શખસોની કદરદાંની કરતો રહેછે, તે શખસનો મરતબો તે ખોદાતાલાની બંદગી કરનાર ખરા પરેહેજગાર શખસના મરતબા કરતાંને વધારે સરસ ગણાયછે.

૩૩૪. કંગાલ શખશો ઉપર જાસતી ગુજારવી તે ગોયા ખુદ આપણા પોતાનાં હાલની હાલહવાલી અને હેરાંનગતી ઈછવા બરાબરછે. નકામો જઘડો ઉભો કરતો તે ગોયા ખુદ પોતા કીજે એક નવી આફ્તત ઉઠી ઉભા કરવા બરોબર સમજવું જોઈએછે. ભલાં માણસોએ વગર અગતનાં કંકાસને એક જાતની વગર બોલાવવે આવેલી બલા સમજવી જોઈએછે. ભુંડાઓની નડ હમેસાં અને હરજગોએ હોયછે, પણ ખરા નેક શખશો તો હમેશાં ખરી મગવડ અને સુખ સંપજ ચાહતા અને ફેલાવતા રેહછે.

૩૩૫. જે સખશની આદત ખુદ પોતાનેજ જોવાની હોયછે, ઈઆને ખુદ પોતાનીજ મોટાઈ અને દાનાઈ તરફ નજર રાખીને અભેમાંની કરવાની જેની ચાલ હોયછે, તે ગોયા ખોદાતાલાની તવાંનાઈ અને મોટાઈને વીસરી જતો દેખાયછે. જેમ આંખની પુતલી ખુદ પોતાને જોતી નથી, પણ આખી જેહાંનની ચીજોને જોઈ શકે છે, તેજ મીશાલે જે શખસ ખુદ પોતાની સીફતો તરફ જોવાનું પડતું મેલીને તે સાહેબનીજ સીફતો સોધતો અચ આરાધતો રહેછે, તેજ સખશ આકેબત તલકમો શુખી અને ડાહયો ગણાયછે.

૩૩૬. એબીયલ અને બેહુનર શખસોજ બીજાઓની એબ

અને હુનર તરફ બદ જુબાંની વાપરતા રહેછે. ભલાની નજરમાં સઘલીજ ચીજ ભલાઈ અને ખાલેસાઇ ભરેલી લાગેછે. જેમ કે આરસીના નીરમલ કાચમાં જેબી પોતાનો મુખડો ઘાલેછે તેને સઘલું ભુંડું યા ભલું એક સરખી રીતેથીજ તે બતાવેછે. બીજાઓની એબ જોવા પાછલ જે શખશ પોતાની સમજની આંખ ઇંતેજારી ભરેલી રાખે તે શખસ ગોયા ખુદ પોતાની ખુનયાદીની હલકાઇ બતાવતો સાબેત થાયછે. ખુદ પોતાનીજ ખાંમી જાણવાનાં આવાજ તરફ કાંનો ખોલા રાખવામાં, અને બીજાની એબની વાત તરફ કાનમાં દુચા મારવામાંજ ખરી સભીચતા અને માણસાઇપણું છે.

૩૩૭. કેટલીએક ચીજો કેટલાંએક પરાંણીઓ કીજે દાનાવ લોકોએ હરામ ગણેલી છે તે બરહક છે. નીચ ખવાસના શખશો કીજે એલમનું કઉવત હરામ ગણેલુંછે. પાપી અને ઘાટકી ખવાસના શખશ શાથે ભલાઇ કરવાનું કામ હરાંમ છે. ખરા બદજાદને પાસામાં ઘાલી પાલવો, પોસવો, તે ગોઆ જેહરી અજદાહનાં બચાંને ગજવામા ઘાલીને ખુબીની આશા રાખવાની બેવકુફાઇ બતાવા જેવું છે. અને અશતરી જાતને ચરીતર અને બે મહલાજાપણાની છુટ આપવી તે કમકમાત ભરેલાં પાપી કરતુકોને જનમ આપવા બરાબરછે.

૩૩૮. બુરો લોભ એ બુરી ખરાબીનો સાઠી છે. એક બદામમાં બે બીજ હોય તેમ લોભની સાથે ખરાબીની જર સદા વોટલાએલી રેહછે. એક દાનાવના કેહવા મુજબ ખરા સંતોશી માણુસનું દીલ તો પેલાં તાતારી હરણુનાં પેટાંમાંની શુગંદી કસતુરીવાલા નાફાની મીસાલે સદા પમરાતું અને ખુસાલીથી ખીલતું રહે છે: પણ બદ ખવાશનાં લોભીનું દીલતો જેહેરી દંખવાલા અજડાહનાં મોહડાં મધેની

કાઠલીનાં જેવું હોય છે, કે કોઇબી ઇનસાનને અડકતાંજ તેનાં બદનમાં દુખ અને બેકરારીની અગની દાખલ કરીને સેવટે તેનું મરણુ નીપજાવે છે.

૩૩૯. શખી અને મોટાં દીલનાં શખસ પાસે કંઇબી બાબદની અગત સરનો સવાલ કરતાં કોઇબી ભલા ગરહસથે કંઇબી પરકારની ચીંતા રાખવી જોઇયે નહી. પણુ બખીલી ખવાસનાં દલદરી પાસે જો કંઇબી પરકારની માંગણીનો સવાલ કરવા કોઇ જાયતો, તેણે અવલમાં પોતાની ઇજત અને લાજનો સંભાલ રાખવાની આશા તદનજ છોડી દઇને જવું જોઇએ છે. સબબ કે ખરા સખી ખવાસનાં નરો તે ગોઆ કુદરતની તરફનાં મુકરર થયલા દાતારો છે. પણુ શુમ ખવાસનાં કંજુસો, તે ખલક તેમજ ખોદાની તરફનાં ચોરો છે, તયારે તેવા ચોરોથી બખશેસની આશા રાખવી તે ગોયા આપરી ઇજિતના જાનને બેકદરોની તલવારની નોક ઉપર પરેશાંન થવા દેવાં બરાબર છે.

૩૪૦. ભુંડાઇનો બદલો ભુંડાઇ કરીને વાલવો એ તો દરએક ચરખો કાંટનારી વીધવા અસતરી જેવાં નબલાં પરાંણી કાજેબી બહુ સેહેલ વાત છે. પણુ ખરી મરદાંનગી વારો મરદ બચ્ચો તો તેજ ગણુાય કે જે પોતાનાં મુદઇની તરફની ભુંડાઇનું દુઃખ ખમવા બાદ, ખરી ભલાઇ અને હેશાંનમંદીનાં બારથીજ તેની ગરદન સદા, નીચી રાખવાને ફાવે, અને ખરા પસતાવાની ગુપટ આગથી તેનું અંતઃકરણુ સદા તપતું અને જલતું રાખે. દોસતો સાથે મેહરબાંની અને મરવતથીજ વરતવામાં, તથા દુશમનો સાથેબી નરમાસથી અને ખાત

રદારી રાખવા જોગી રીતની ચાલ ચાલવામાં નુકસાની કંઇ નહીં અને ફાયદા અનેક હોય છે.

૩૪૧. એક નજીસ કુતરૂં તાહરે બારણે બાંધીને એક કીંમતી બકરૂં છોડી લઇ જાય તેની સાથે, તેમજ જે શખસનાં મારગમાં તું ગોલાબ અને મોગરાંનાં ફુલનું બીછાણું પાંઠરે, અને તે શખસ તારે માંજે જેહરી કાંટા અને કચરાનું પાંહરણું બીછાવે તોબી તેની સાથે ભલાઈજ કરવી જોઇએ એવું ફરમાન કેટલાએક દાનાવોનું છે ખરૂં, પણ એ વીશે તક જોઇને વાત કરવી જોઈયે છે, અથવા સમો જોઇનેજ વરતવું જોઇએ છે, એવુંબી બીજા દાનાવોનું મત છે. દોસત સાથે ભલાઇ કરવી એ તો સઊ કોઈ કોજ સેહલ વાત છે. પણ દુશમન સાથે ભુંડાઇને બદલે ભલાઇ કરીને ફાવવું તેમાંજ ખરી મુશકેલી અને ખરી મરદાંનગી છે

૩૪૨. કોઇ પર ઉપકાર કરીને તેનો બદલો કંઇબી પરકારે તે શખસ પાસેથી ચાહવો, તે ગોઆ પેલા ઉપકારની ખુબીવંતી અસર તદનજ નાંબુદ કરી નાંખવા બરાબર છે. એક જાતની સખાવતથી તે સખાવત કરનારે કંઇબી રીતનો સારો ફેજ પાંમવો જોઇએ. પણ સખાવત કીધા બાદ ખોદાતાલાની તરફ નમંતાઇ અને આલમના લોકો તરફ ઓનજરખાહી ભરેલું દીલ રાખયા બદલે, જો તે કંઇબી પરકારનાં "હું પણા"નો ખેઆલ પોતાના દીલમાં લાવે તો સઘલી ખુબી ધોવાઇ જઇને, ઓર બદીની સજાને આધીન થાએ છે.

૩૪૩. જે શખસો આંએ જેહાંનને એક વગર જીવનાં મુરદાંની મીસાલની ગણીને, તેનાં બદનમાંના નજીસ બોટાં પીખવા કીજે ખ

ઢીલ અથવા ગીદો તરીકેનો અવતાર લેતા નથી, તેજ શખસો ખરા દાનાવ અને આકેબતના ભલા દરજે પોંહચનારા ગણાયછે. પણ જે શખસો ભુખયા ગીદોની માફક તેની ઉપર તરાપ મારવા મંડી જાયછે, તેઓ એવા તો ઘેલા ગાંડા બની જાયછે કે સેવટે પોત પોતાનેબી ભખવા અને કરડવા મંડી જાયછે, અને એક બીજાનાં લાભો અને હકો ઉપર જેહરી ચાંચો મારી, ખુદ પોતાનીજ ખુવારી અને ખુનખારી મચવી દીએછે, અને મોટી અચરતી જેવી વાત તો એછે કે એવા ગીદ બચાઓ ખુદ પોતે તો નાખુદ થઈ જાયછે, પણ આ જગતના મુરદાંનું ખોખું તો જાહાંનું તાંહાંજ અને જેમનું તેમજ પડી રહેછે!

૩૪૪. દુખી થયેલા અથવા ફજેત થયેલા એક વેરસા માણસનો ખવાસ, એક જખમી થયેલા જેહરી અજદાહનાં જેવો રહે છે. જેમ જખમી થયેલો કાલો નાંગ પોતાને જખમી કરનારને દંખવાને હરદમ તતપર રહે છે, અને વલી તે કયારે અને કહી જગાએ દંખ મારશે તેનીબી ખબર રખાઈ શકાતી નથી. તેજ મીશાલે ઉપર કહેયા જેવો એક વેરસી અને કપટી સખશ પોતાનાં હરીફ ઉપર કયારે હોમલો કરસે, તેની ખબર પડી શકતી નથી.

૩૪૫. દાંનાવ લોકો કહી ગીયા છે કે, આએ દુનીઆનો દેખાવ એક હીલતી-ચાલતી હવાની લેહરી અથવા એક સપના જેવોછે, વાસ્તે તેની ઉપર સદાનો કાએમ ભરોશો રાખનારા સખશો ઘણાજ મોટા બેવકુફો અથવા તો ખરા દેવાનાં તરીકે ગણાઈ શકે. એક ઇનસાંન કીજે ખરેખરી સરગરદાની તે આ ભવના વહીવટ સાથે નાલાએક અને અનીતીમાંન પ્રીત રાખવામાં છે. પણ જે શખસ આ ભવના નામોશી, નીંદા, અને અનીતી ભરેલા વહીવટથી અત-

રંગ રહીને, પોતાનાં તન અને મનની દાંમન સદા પાક રાખવાને ફાવેછે, તેજ શખ્સ આએ ભવની ખરી મોટાઈ જીતનારો પાદશાહ અને પેલા ભવનું ખરૂં સુખ–હાંસલ કરી શકનારો ભાએગશાલી ગણાયછે, અજીઠવાર, અપકીરતી, અને અધરમી કાંમમાં જે સખશ ફરતો રેહે તે સખશ કશુબી, કે કોઈબી ઠેકાણે ખરો આનંદ અને કરારથી હસતો રહી નહી શકે.

૩૪૬. આએ દુનીઆંના રાહધાટમાં ઘણી વખત એવું જોવામાં આવેછે કે, જે સખશની પાસે પઈસા હોયછે, તે પોતાની મુઠી બંધ રાખીને ફરેછે, અને જે પઈસાની તંગી ભોગવેછે તેની મમતાના હાથ ખેરાત અને શખાવતી કામ ઉપર ખોલલા રહેછે. શેઆંણા ઈનશાંનુ કાજે એકજ એશારો કરવો બસ છે કે દોલત છે તે પરવરદેગારની તરફની બખશેશછે, અને તેવી બખશેશ તે ખોદાતાલાનીજ મરજી અને પસંદગીના શુભ કામ કીજે કુરબાંન કરતા રેહવું જોઈએછે. તમામં દુનીઆંની દોલતનો ધગલો જયારે નકામી હાલતમાં પડી રહેછે તયારે એક જવના દાના બરાબરનીબી કીંમત કે વજન તે પાંમી સકે નહી. પણ માતર એક જવની બરાબરનો જરનો દાંનો, ખરાં સદાંવરતાંમાં અથવા ખરેખરાં ધરમાઉપણામાં અગતની વખતે વાપરેઆમાં આવે તો, આખી દુનીઆનાં ખજાંનાની સખાવતના જેટલો સવાબ લાગી સકેછે.

૩૪૭. એક દાનાવ માણુસની આ ભવની મંજલમાં જે ચીજ કામ આવેછે, અને આવતા ભવની મુશાફરીને વખતે જે ચીજ કાએમ રહેછે, તે તેની બદકારી કે નેક કેરદારી છે. એ ચીજની ખુબી કે ખામી કેમ પીછાણવી, અથવા તેનાં ભલાં કે બુરાં ફલ કેમ ચાખવાં

તે વીશે તે કુદરતે તેને અકલનું કીંમતી ગહુઅર અસલથીજ આપેલું છે. તે ઉપરાંત, ખરી રાહનુમાઈના કરનારા, તથા ખોદાતાલાનાં ખરા હોકમ અને રાજી-મરજીથી વાકેફગારી આપનારા અશો અને માહઆતમાં પીર-પેગમબરોને મોકલીને, તેઓની મારફતે જે વાતો સમજાવેઆમાં આવીછે, તે ઊપર હરદમ ફરમાનદારીની ગરદન નીચી રાખીને, દરએક સખસે અમલ કરયા જવું સજાવરછે,

૩૪૮. ખરો સભાગીઓ માણસ તેજ કે જેણે કુદરતનાં હાથ થી મેલવેલી નેઆમત, ખુદ પોતાના તેમજ બીજા હાજતમંદ સખશોના શુખ અને સગવડ કાજે વાપડી, અથવા ખાઈ—ખવાડી, અને ધરમદાંનમાં વાપરી હોય. પણ બેઉ ભવનો દલદરી અભાગીઓ માણસ તેનેજ જાણુવો કે જેણે દુનીઆંની હેજગારીથી અને તરેહવાર રીતનાં કાવાદાવાથી જર-માલ જમાવ કીમો હોય અને વગર ખાવે-પીવે કઆ વગર બખશવે મરણ પાંમયો હોય. હર એક જાતથી કોઈ ઉપર ઉપકાર કરાને ભલા આશીરવાડ લેવા એ ખરી ભલાઇ અને સારાં ભાગ્યેગની નીશાનીછે. પણ બુરાઈ અને બખીલાઈ વાપરીને લોકોનાં મોહડાંને બદગુઈ અથવા બદદુઆ દેનારાં કરવામાં મોટી ઇજા તથા અપકીરતી અને બદબખતી સમજવી જોઇએ છે.

૩૪૯. ચીના લોકો બંદગી કરતી વખતે આ દુનીઆની ચારે દશા તરફ નમીને સલામ કરેછે, તથા પોતાનાં હાથમાંનું બલતું કાગલ ફીલવેછે. પણ ઓતર દશા તરફતો શેતાંનનું રેહઠાંણુ છે તે તરફ શું કામ માંનુ અને નમનતાઇની સલાંમ કરયામાં આવેછે? એવો સવાલ જયારે પુછાય છે તયારે ચીનાઓ એમ કહેછે કે "શેતાંન"

નેબી માંન આપવામાં અવગુણ નથી, સબબ કે, જો તેનીથી ખુબી નહી થાએ તો બુરાઇ કરતો તો અટકી શકે. તેમ ખરા દાનાવ અને દીનદાર લોકો ભુંડા તેમજ ભલા શખશોનેબી જરની તેમજ વસતરની બખશીસ આપવાને ઘટતું વીચારેછે. કારણકે નેક શખસોને આસરો આપવો તે તો વાજબીજ છે, પણ બદકારોનેબી આસરો આપી નીભાવવા, તે ગોઆ એક જાતની બુરાઈથી દુર રેહેવા અથવા બુરી બલાને ટાલવા બરાબર છે.

૩૫૦. એક મોતા દરજાવાલા માણસે મોટાઇ ઉપર મગરૂરી કરવી જોઇતી નથી, તેમજ હલકી પદવીના એક ફકીરેબી પોતાની હાલત વીશે નીરાશ થવું ઘટતું નથી. મોટાને મોટી ફીકર અને ફકીરને તો માતર એક રોટીનીજ ફીકર રહેછે. બીજાઓના જાન-માલ કે માંનની ફીકરમાં એક ફકીરને કે અદના હાલતના શખશને રેહવું પડતું નથી. પણ તે ખોદાતાલાને તો એહુ જેહાંનનાં વહીવટની અને જાનદારોની ફીકરમાં રેહવું પડછે, કારણકે સરવેથી મોટો તેજ છે. તેમજ એક પાદશાહને તેની તમામ પરજાની શુખાકારી અને વફાદારી શાચવવાની ફીકરમાં રહેવું જોઇયે છે. કારણકે તના મુલકમાં સરવેથી મોટો તેજ છે. એજ ચીજ આપણને શીખવેછે કે કે સરવે પરાંણીઓની હાલતને અનુસરતાજ બંદોબસતો તે કુદરતનાં હાથે કરી રાખેલા છે.

૩૫૧. એક માણુસ મરેછે, પણ તેની નેકી મરતી નથી. બદકાર માણસને સઉ કોઈ કહુવા દઇને વીસરીજ જવા ચાહેછે, તયારે તે ખરેખરોજ મરણ પામેલો ગણાવો જોઇયે છે. હરએક જાતની

નેકનામીનો તારો, એક માણુસ પોતાની સાથે પેલી જેહાનમાં લઈ જવા ઉપરાંત, તે નેકનામીનો પમરાત આએ જેહાંનમાં એવી રીતે ખીલતો અને ઊડતો રેહેછે કે આએ જેહાંનનાં રેહેવાસીઓના મન તે તરફ હરદમ ખેંચાતાં રહેછે, અને તેથી તેઓની જબાંન તેની યાદમાં અને વખાણુમાં બોલતીજ રહેછે. નેકી કરનારા તેજ સખસને મુવેલો નહી જાણવો, કે જે કંઈબી પરકારની બદીની બદનામીમાં પાછલથી ગીરફતાર થયા વગર, નીરમલ હાલતેજ તે જગની સફરે ચાલયો જાય. કારણકે નેકીના જહુલકાત પાછલ કંઈબી પરકારની બદકારીની સીહાઇનો પરછાઓ મુકી જવો તે પેલા જહુલકાતને સદંતર જાંખો કરી નાખવા અથવા ઢાંકી નાખવા બરાબર જાણવો.

૩૫૨. હરએક જાતનો ધંધો-રોજગાર કરનારા શખસે પોતાનું મન સદા ઈમાંનદાર, તથા પોતાની દયાંનત સદા ચોખી અને પરમાણીક રાખયા ઊપરાંત, પોતાની જબાંન મીઠી અને મીજાજ ખુશ રાખવો જોઈયેછે. ધંધા-રોજગારનું કામ હરએક માણુશને અનેક પરકારના અને તહરેવાર સવભાવના બીજાં માણસોની સંગાતમાં લઈ જાયછે, તેને શમે ઉપલી શીફતોની મોટી જરૂર છે. જેમ પોતાની જીંદગીની અંતની ઘડીનો વીચાર કરીને હરએક માણુસને પોતાની કારકીરદી સદા ભલી અને નકલ કરવા જોગ રાખવાની ફરજ છે, તેજ મીસાલે હરએક જાતના ધંધામાં અથવા દુઆઇ લેણુંદેણુના કામમાં મશગુલ થતી વખતે તે ધંધાને અંતની ઘડી તલક સારા જસ-રસભરયો રાખીને, ઘટતી કીરતી અને સંપતી મેલવવામાં ફતેહમંદ ઉતરવા સારૂ પોતાનો શવભાવ સદા હસતો,

વસતો, રમતો, નમતો, અને બોલતો-ચાલતો રાખવો જોઈયેછે, અને વેપાર અથવા ધંધાને લગતું હરએક કાંમ અવલમાં તેને લગતી વાકેફગારી મેલવીને કરતા રહેવું જોઇયેછે. હુશીયારી અને વાકેફગારી એ હરએક ધંધાની ખરી દોલતછે. પણ વગર હુશીયારી અને વગર વાકેફગારીનો ધંધો કરવો તે ખરી કંગાલીઅત અને હેરાંનગતીને નોતરૂં કરવા બરાબર છે.

૩૫૩. હરએક માણુસની ખરી રોકડ પુંજી એ તેનો એલમ તથા હુનર અને હુશીઆરી અને ઊદીઓગ હોયછે. એવી સીફતો વગરનો શખશ અગર કરોડપતી હોય અથવા ગામનો હાકમ હોય તોબી તે એક ભીખારીની હાલતનો કંગાલ અને એક લોંકડીની મીશાલનો કમજોર ગણાયછે, અથવા સેવટે એવીજ નોબતે તે પોંહોંચેછે. ઊપર કહેલા ગુણવાલા શખસ કદાચ જડાબંધ ધંન મેલવી નહી શકે પણ પેટ ભરતું અન મેલવવાથી તો તે કબુબી નીસફલ રેહશે નહી. વલી હરએક ઇનસાંનને ઘટે છે કે જો તે કંઇ હુનર હાંસલ કરવા પાછલ મેહનત કરે તો તે પુરેપુરોજ હાંસલ કરવાની કાલજી રાખવી, સબબ કે અધુરો એલમ હુનર તે અરધી મુફલેસી અને નાકઊતી ગણાયછે. ઘણી ચીજો શીખવા પાછલ વેહલાં મારવાં; પણ કંઇબી ચીજ સમપુરણ શીખવી નહી, તે ગોઆ પોતાની રોજીને રખડતી હાલતમાં અને પોતાની જીંદગીને પરેશાંની તથા ઈંતેજારી ભરી અવસથામાં નાંખવા બરાબર છે.

૩૫૬. ખોદાતાલાની બંદગી કરવાની આપણી ફરજ છે, કારણ કે તેમ કરવામાં ખુદ આપણને પોતાને ફાયદો છે. પણ કોઇ વખત કોઈ બીજા સારાં અને મનુશ જાતને ફાયદો થાય અને

ગરીબોનાં સુખ સંપજનો વધારો થાય તેવાં કામમાં આપણુને નાચારીએ રોકાવુંજ પડે અને બંદગીની ફરજ અદા નહી થઇ તો, પેલાં ભલાં કામની મેહેનતનો બદલોબી તે સખી અને અદલ પરવરદેગાર આપણુને તેટલોજ આપેછે, અને બંદગી નહી થયાની તકસીરમાંથી આપણુને મોકલા રાખેછે. કોઇના હકમાં ભલું કરવું અને કોઇ ખરા-નાચાર-બેચારોની આંતરડીની દુવા લેવી તેબી ગોયા એક જાતની દુવા અને બંદગી તે ખોદાતાલાની કીધા બરાબરનુજ વજન ધરાવેછે, એમ આપણે સમજવું જોઇએછે. "ફીરદોશીએ" તરીશ વરશો તલક શાહનામું લખવા પાછલ ભલી મેહનત કરી હતી, તેબી ગોયા એક જાતની બંદગી હતી, એમ તે લખી ગયોછે.

બસી રંજ બોરદમ દર ઇન સાલે સી,
અજમ જીંદેહ કરદમ દર ઈન પારસી.
એકી બંદગી કરદમ અઝ શોહેરીયાર.
કે માંનદ જે તો દર જેહાન યાદગાર.

. ૩૫૭. જે સરદારને પોતાના દેશની તરફની જીહીત મેલવવી હોય, અથવા ખુદ પોતાની કીરતી વધારવી હોય, તે સરદારે પોતાનાં લશકરને દારૂ પાઇને તેઓના મન ઉપર કેફી દારૂની કેફ લાગુ કરવાને બદલે, તેઓનાં દીલમાં તેઓનાં પરમનાં જહનુનની અને તેઓનાં દેશના પયારની કેફ અથવા જોશો દાખલ કરતા રેહવાની તજવીજ કરવી જોઈયેછે. દારૂની કેફથી તો ખરાં જોરનો, અગતના જહનુંનનો, અને કીમતી ઇનસાનઅતપણાંનો વતીક નાશ થાયછે. તયારે લશકર ખરી બાહદુરીથી અને વફાદારીથી લડી કેમ શકે? અને

જ્યારે એવાજ ગુણો ધરાવીને લશકર લડે નહી, તયારે સરદારથી ફતેહ પાંમી શકાયજ નહી તે હકીકતતો ખોલવીછે. પણ ધરમનું જહનુન અને વતનનો ચાહ કંઇ ઓરજ રીતની ચીજછે, જે એક મુરડાલને જોરમંદ કરેછે, અને એક જંગલી જેવાનેબી શોઆંણપણ શીખવેછે. અને તેથીજ જે ટોલાનાં લોકોમાં ધરમનું જહનુન નહી હોય, તેમજ દેશનો ચાહ નહી હોય, તે ટોલો નથી ખુદ પોતે નીભી શકતો, કે નથી પોતાના દેશનો બંચાવ કરી શકતો.

